

## ઇન્ડેમ્નીટી બીલ વિરુદ્ધ

# પંડિત માલવીયાનું ભાષણ

ઇન્ડેમ્નીટી બીલ વિરુદ્ધ વડી ધારાસભામાં ડીસેમ્બરની તારીખ ૧૮ તેમજ ૧૯ ને દિવસે પંડિત મદન મોહન માલવીઆએ નીચલું યાદગાર ભાષણ કીધું હતું:—

માન્યવર પ્રમુખ,

માનવંતા હોમ મેમ્બરે જે બીલ દાખલ કરવાની રજા માંગી છે તે આ દેશમાં બ્રિટિશ સરકારે અત્યાર સુધી રજુ કરેલાં સર્વ કાયદાઓમાં સૌથી અગત્યનું છે અને તેથી તે ઉપર સંભાળપૂર્વક લક્ષ આપવું જોઇએ. નામદાર, હોમ મેમ્બરે જણાવ્યું છે કે કેટલીક જગ્યાએ થયેલા રમખાણોને લીધે માર્શીઅલ લૉ જાહેર કરવો પડ્યો હતો અને ન્યાયની રીતે કાયદેસર નહિ ગણાય એવા પગલાં ભરવા પડયાં હતાં પરંતું નીતિનિયમાનુસાર તે આવશ્યક હોઇ ઇન્ડેમ્નીટીનો કાયદો તેના પરિણામ રૂપે સ્વાભાવિક રીતે અમલમાં આવેલો હતો. હવે નામદાર, માર્શીઅલ લૉ કયા સંજોગોમાં દાખલ કરી શકાય અને કયા સંજોગોમાં ઇન્ડેમ્નીટી એકટ ન્યાયની રીતે રજુ કરી શકાય એ પ્રશ્ન હોમ મેમ્બરે પોતાની ફરજ સમજી ઉપસ્થિત કર્યો છે અને તેથી એ સવાલ ઉપર આપણે લક્ષ આપવાની આવશ્યકતા છે. ઘણો પ્રાચીન ઇતિહાસ ન લેતાં ઓન. હોમ મેમ્બરે ૧૭૧૫ ના વર્ષની વાત કરી છે ત્યાંથી હું શરૂઆત કરીશ. આ કાઉન્સીલના સભાસદોને એ તો યાદ હશે કે એજ વર્ષમાં 'જેઈમ્સ ધી પ્રીટેન્ડર' ઈંગ્લાંડની ગાદી ખુંચવી લેવા માટે ઇંગ્લાંડ પર ચઢી આવ્યો હતો. સ્કૉટલેન્ડના ૬૦૦૦ સૈનિકો એના લશ્કરમાં જોડાઇ ગયા. એ નિયમસર લડાઈ જાગી; તોફાનો અને હુલ્લડો થયાં એટલું જ નહિ પરંતુ ઇંગ્લાંડના રાજા સામું યુદ્ધ જાગ્યું. જેઈમ્સ ધી પ્રીટેન્ડર

હાર પામ્યો અને એ બળવો દાબી દેવા માટે ભરવામાં આવેલા સખ્ત પગલાંઓની જવાબદારીઓમાંથી મુક્ત કરવા માટે ૧૭૧૫ નો મુક્તિ આપનારો કાયદો પાર્લામેન્ટે પસાર કીધો. એ કાયદાની પ્રસ્તાવનામાં જ-ણુવવામાં આવ્યું છે કે "આ કાયદો સમ્રાટની તેમજ સરકારના સંર-ક્ષણ માટે અને જાહેર શાંતિ માટે જે કોઈ શખસોએ રાજ્યના બચાવ અર્થે કાંઈ પણ પગલાં લીધા હોય તેમાંથી મુક્તિ આપવા માટે છે." ૧૭૧૫ ની સાલના સપ્ટેમ્બર અથવા અકટોબર મહિનામાં થયલા અસ્વા-ભાવિક બળવા વખતે લોર્ડ લેફ્ટનન્ટો, જસ્ટીસ ઓફ ધી પીસ, મેયરો, કોરપોરેશનના કેસીદો, કોન્સ્ટેબલો, અને રાજ્યની સાથે મિત્રતા ધરાવનાર બીજા અમલદારોએ રાજ્યમાં શાંતિ પ્રસરાવવા માટે અને બળવો શમા-વવાને અર્થે સરકાર સાથે પ્રપંચ રચી બળવો કરવા માટે શંકા પડવાથી કેટલાકોને જેલમાં કેદ કર્યા હોય, અથવા કેટલાકોના મકાનો કબજે કર્યા હોય, કોઈના હથિયારો લીધાં હોય અને જાહેર પ્રજાના રક્ષણ માટે ઘોડાઓ, ગાડાંઓ, ગાડીઓ દબાણ પૂર્વક લીધાં હોય, અને જે ઘરોમાં કાયદા પ્રમાણે દાખલ નહિ થઈ શકાય તેમાં સિપાઈવગેરેને રાખ્યા હોય અથવા તો જે કામ કાયદેસર નહિ હોય પણ જાહેર પ્રજાની સુલેહ શાંતિ માટે આવશ્યક હોય એવા પગલા ભર્યા હોય—તો તેઓના સર્વ કામોને પાર્લા-મેન્ટના કાયદાની રૂએ ન્યાયી ઠરાવવા જોઇએ અને જેઓએ આ પગલાં ભર્યા હોય તેને એ જોખમદારીમાંથી મુક્ત કરવા માટે આ કાયદો ઘડી કાઢવામાં આવ્યો છે વગેરે." આ ઉપરથી આપ માન્યવર તેમજ કાઉ-ન્સિલ જોઇ શકશે કે પ્રસ્તાવનાની મુખ્ય વાતો એ છે કે આ બાબતમાં બળવો થયો હતો અને તે દબાવી દેવાનો હતો અને બીજી વાત એ છે કે પાર્લામેન્ટની ખાત્રી થઇ હતી કે બળવો શમાવવા માટે જે પગલાં ભરવામાં આવ્યા હતા તે જો કે કાયદાની રૂએ વ્યાજબી ગણાય નહિ તેપણ તે અત્યંત આવશ્યક હતા. જાહેર શાંતિ તેમજ સુલેહને માટે તે કાયદા જરૂરી હતા અને તેથી પાર્લામેન્ટે તે કાયદેસર ઠેરવ્યા હતા અને જેઓએ એ પગલાં ભર્યા હતા તેઓને મુક્તિ આપવાની હતી. આ ઉપરથી કાઉન્સિલ આગળ રજુ કરવામાં આવેલા બીલના મુખ્ય મુદ્દાઓ આપણને માલમ પડે છે. આ મુદ્દો ફરીથી ૧૭૪૫ માં ઘડી કાઢવામાં આવ્યો હતો.

## બીજો પ્રસંગ.

પહેલા પ્રીટેન્ડરનો છોકરો ચાર્લ્સ એડવર્ડ ૧૭૪૫ માં ઈગ્લાંડ ઉપર ચઢી આવ્યો. આ પ્રસંગે પણ ૬૦૦૦ હાઇલેન્ડરો એની સાથે જોડાયા. આ આંકડો વધીને ૯૦૦૦ નો થયો. આ વખતે પણ સામસામી યુધ્ધો જામ્યા. સ્કોટલાન્ડના કેટલાક અમીરો તથા અન્ય પુરૂષો પણ આ યુધ્ધમાં સામેલ થયા. આ પ્રકારે મોટું યુધ્ધ થયું અને રાજ્યની વફાદાર પ્રજાએ હેનોવર?શાહના શત્રુઓ સાથે લઢીને તેમનો પરાજય કીધો. આ બનાવ ૧૭૪૫ માં બન્યો. બળવો શમાઈ ગયા પછી મુક્તિ બીલ પસાર કરવાનું આવશ્યક થઈ પડયું. આ કાયદો નીચે પ્રમાણે હતોઃ—

"સરકાર તેમજ જાહેર પ્રજાના બચાવ તેમજ સુલેહ શાંતિ જાળવવા માટે રાજ્યમાં ઉત્પન્ન થયલા બળવા સામે જે શખ્સોએ દાબી દેનારા પગલાં ભર્યાં હોય તેઓને અભય વચન આપવા માટે આ કાયદો છે. ૧૭૪૫ ની સાલના જુલાઇ અથવા ઓગસ્ટ મહિનામાં થયલા અસ્વાભાવિક બળવા વખતે લેફ્ટનન્ટો, ડેપ્યુટી લેફ્ટનન્ટો, સુલેહના અમલદારો, મેયરો, શેરીફો, કારપોરેટરો કોન્સ્ટેબલો અને રાજ્યની સાથે મિત્રતા ધરાવનાર બીજા અમલદારોએ રાજ્યમાં શાંતિ પ્રસરાવવા ને બળવો શમાવવા જે પગલા ભર્યાં હોય, સરકાર સામે પ્રપંચ રચનારાઓને શકાથી પકડી જેલમાં નાંખ્યા હોય, મકાનો કબજે કર્યા હોય, કોઇના હથિયારો લીધાં હોય, જાહેર પ્રજાના સંરક્ષણ અર્થે ઘોડાઓ, ગાડાંઓ, ગાડીઓ વગેરે દબાણ પૂર્વક લીધા હોય, અને જે ઘરોમાં કાયદા પ્રમાણે દાખલ નહિ થઈ શકાય તેમાં સિપાઇ વગેરેને રાખ્યા હોય અથવા તો જે કામ કાયદેસર નહિ હોય પણ જાહેર પ્રજાની સુલેહ શાંતિ માટે આવશ્યક હોય એવા પગલાં ભર્યાં હોય—તો તેઓના સર્વ કામોને પાર્લામેન્ટના કાયદાની રૂએ ન્યાયી ઠરાવવા જોઇએ. અને જેઓએ આવાં પગલાં ભર્યાં હોય તેઓને એ જોખમદારીમાંથી મુક્ત કરવા જોઇએ."

બળવો કરનાર તોફાનીઓએ-છોડી મુકેલા કેદીઓને લીધે જે શેરીફો, જેલરો પોતાની સામે કામ ચલાવવામાં આવશે એવો ભય રાખતા હોય તેઓને ભયમાથી મુક્ત કરવાને માટે આ કાયદો ઘડી કાઢવામાં આવ્યો છે. આ વાતમાં પણ કાઉન્સિલ યાદ રાખશે કે

પ્રસ્તાવવાનો મુખ્ય મુદ્દો એ છે કે બળવો ઉપસ્થિત થવો જોઇએ અને તે દબાવી દેવો જરૂરી હોવો જોઇએ અને પાર્લામેન્ટની ખાત્રી થવી જોઇએ કે જે પગલાં ભરવામાં આવ્યાં હતાં તે જો કે ન્યાયી ન હોવા છતાં પણ અત્યંત આવશ્યક હતા અને તેથી પાર્લામેન્ટે પ્રજાની સુલેહને માટે કાયદેસર ઠેરવ્યા હતા.

## ત્રીજો પ્રસંગ.

નામદાર, પાર્લામેન્ટે ઇન્ડેમ્નીટી એક્ટ ત્રીજી વખત ૧૭૮૦ માં પસાર કીધો. એ બનાવ લોર્ડ જ્યોર્જ ગોરડનના હુલલડને લગતો છે. આ પ્રસંગે રાજ્યની સામુ હુલ્લડ મચાવવામાં આવ્યું ન હતું. આ વખતે કેથોલીક રીલીફ બીલ પસાર કરવામાં આવ્યુ હતું અને તેથી ઈંગ્લાંડના પ્રોટેસ્ટન્ટનો એક વિભાગ આ કાયદો ધારાપોથીમાં રહે તે સાંખી શકી નહિ અને તેથી તેઓએ એક મજબુત પક્ષ ઉભો કર્યો અને એ કાયદો રદ કરવાને માટે ૧૨૦૦૦૦ સહીથી એક અરજી પાર્લામેન્ટને કરી. છએક હજાર લોકોએ પાર્લામેન્ટના મકાનપર હુમલો કીધો, ઘણા અમીરોને માર્યા અને આ પ્રમાણે ઘણાજ અત્યાચાર ને જુલમ કર્યા. આ હુલડ ઘણા દિવસ સુધી ચાલુ રહયું ને ઘણાંક મકાનો તેમજ દેવળો નષ્ટ થઇ ગયા પછી તેમજ કેટલીક મિલકતોની ખરાબી થયા પછીજ હુલ્લડ લશ્કરની મદદથી શાંત કરવામાં આવ્યું. બળવો શાંત થયા પછી લોર્ડ જ્યોર્જ ગોરડન પર કામ ચલાવવામાં આવ્યું પણ પાછળથી તે છુટી ગયો, જોકે બીજાઓને કાયદા પ્રમાણે યોગ્ય શિક્ષા કરવામાં આવી. ઇન્ડેમ્નીટીનો કાયદો તે પ્રસંગે પસાર કરવામાં આવ્યો. તે આ પ્રમાણે હતો—"આ કાયદો લંડન, વેસ્ટમીન્સ્ટર અને સાઉથ વર્ક શ્હેરોની આસપાસ ચેપલા હુલ્લડ તોફાન દબાવવાને માટે તેમજ જાહેર સુલેહ શાંતિ માટે અમલદારોએ જે પગલાં ભર્યા હોય તેઓને મુકત કરવાને માટે પસાર કરવામાં આવે છે."

## પ્રસ્તાવનાનો ભાગ.

૧૭૮૦ ના જુન મહિનાનાં બીજે દિવસે તોફાની લોકોનું એક મોટુ ટોળું પાર્લામેન્ટનાં મકાન અગાડી એકઠું થયું; મકાનના દરવાજાનો તેઓએ કબજે લીધો ને તે વખતે સભા ભરેલી હોવાથી હુલ્લડ જેવો ખાવ કરી, માંહે ધસી જઈ ઘણોજ અત્યાચાર કીધો. વળી સમ્રાટની

કોર્ટમાં વસતા વિદેશ ખાતાના મકાનો પર તેઓ ધસી ગયા, મકાનોને આગ લગાડી, અને હુલ્લડ તેમજ તોફાનની વલણ લઈ કેટલાક દિવસો તેમજ રાત્રી સુધી ટોળાં કરી આવું તોફાન કરવાનું ચાલુ રાખ્યું. વળી તેઓએ ન્યુગેઇટની જેલ, રાજાની બેન્ચનું કેદખાનું, કાફલાનું કેદખાનું વગેરે સળગાવી મુકયા, તેમજ જેલો ભાંગીને કેદીઓને મુક્ત કરી દીધા; શાહેનશાહની શાંત પ્રજાના ઘરો તોડી પાડી તેને ભસ્મીભૂત કર્યા તથા લંડન, વેસ્ટમીન્સ્ટર, બેરો ઓફ સાઉથ વર્ક વગેરેની આજુબાજુના મકાનોમાંનો સરસામાન, ફરનીચર વગેરે બાળી નાંખી જોરજુલમ તેમજ અત્યાચારના કાર્યો કીધાં. આ તોફાન શમાવી દેવા માટે મેજીસ્ટ્રેટોએ તેમજ બીજા અમલદારોએ કાયદેસર નહિ હોય છતાં પણ આવશ્યક હોય પ્રજાની સુલેહ સાચવવા માટે જે તાત્કાલિક પગલાં ભર્યા હોય તેઓને જોખમદારીમાંથી મુકત કરવા આ કાયદો ઘડી કાઢયો છે."

આવશ્યક મુદ્દાઓ.

હવે નાંમદાર, ઉપર જણાવેલા કાયદાઓ ખુલ્લી રીતે સુચવે છે કે ધારામંડળે આવા કાયદા માટે પરવાનગી આપવાની હોય ત્યારે તેની ખાત્રી થવી જોઇએ કે હુલ્લડ શાંત કરવાને માટે તે જરૂરી છે તેમજ જાહેર શાંતિને માટે આવશ્યક છે અને તેથી એમાં ભાગ લેનારાઓને મુક્ત કરવા જોઇએ. એક સાધારણ તોફાન અથવા હુલ્લડને આ બીલમાં જણાવેલા હુલ્લડની કોટીમાં મુકી શકાય નહિ. લોર્ડ હોલ્સબરીના શબ્દોમાં કહીએ તો કે હુલ્લડ યુદ્ધના સ્વરૂપને મળતું આવવું જોઇએ. ઇગ્લાંડના કાયદાના છઠ્ઠા પુસ્તકમાં જણાવવામાં આવ્યું છે કે "ન્યાયના પ્રવાહની પેઠે એક રાજા ધારાપોથીના આધારે કાયદાનો અમલ કરવા કમીશન સ્થાપી શકે પરંતુ અમુક સત્તા વિના અસામાન્ય કાયદાનો અમલ કરી શકે નહિ અથવા તેમ કરવાની કોર્ટો સ્થાપી શકે નહિ. સુલેહના વખતમાં લશ્કરી કાયદાની રૂયે અમલદારોની તપાસ લેવા કમિશન નીમી શકે નહિ પરંતુ હુલ્લડો જેગ અથવા બળવો થાય ત્યારે તેવા સન્જોગોમાં શાંતિ પ્રસરાવવા માટે લશ્કરી બળ વાપરે અને આ લશ્કરી બળને માર્શીઅલ લૉનું નામ આપી શકાય. એક વખત લડાઇનો આર્વો સામલો ઉપસ્થિત થાય એટલે દિવાની કોર્ટો લશ્કરી અધિકારીઓના પગલાં સામે વાંધો ઉઠાવી શકે નહિ પરંતુ જે વખતે હુલ્લડ તોફાનનો અંત આવે તેજ ઘડી

લશ્કરી સત્તાવાળાના અધિકારનો પણ અંત આવે છે અને સાધારણ કોર્ટોની સત્તા એકવાર ફરીથી શરૂ થાય છે."

## માર્શીઅલ લૉનો અમલ કયારે થવો જોઈએ?

મારા નામદાર, હું જે બાબત ઉપર ભાર દેવા માંગું છું તે એ છે કે માર્શીઅલ લૉનો આશ્રય લેવા માટે પ્રથમ તો યુદ્ધ જેવો બળવો અથવા તોફાન અથવા હુલ્લડ થવું જોઈએ. ઇગ્લાંડના કાયદા કાનુનોએ ઠરાવેલો મુખ્ય મુદ્દો પણ એજ છે. હિન્દુસ્થાનના સંબંધમાં તો આ બાબત વધારે નિશ્ચિત પાયા પર આધાર રાખે છે. ૧૮૦૪ ના ૧૦ મા કાનુન પ્રમાણે કેટલાક સંજોગો વચ્ચે ગવર્નર ઈન કાઉન્સિલને લશ્કરી કાયદો સ્થાપવાનો હક્ક છે. પંજાબમાં આપ નામદારે લશ્કરી કાયદો એ સત્તાને આધારે જાહેર કીધો હતો તેથી હવે એ કાનુનની ભાષા તરફ આપનું ધ્યાન ખેંચવા માંગું છું. નામદાર, એ કાનુન ૧૮૦૪ માં પસાર થયો અને એ પસાર થયો ત્યારે આ દેશમાં બ્રિટિશ સરકાર પોતાની સત્તા જમાવતી હતી અને તે વખતે કેટલાક ન્હાના રાજ્યો આ દેશમાં એ સત્તાના સ્થાપન સામું અટકાવ કરતા હતા એ પણ યાદ રાખવું જોઈએ. એ વખત દરમ્યાનજ આ કાયદો પસાર થયો. મારા નામદાર, હું છાતી ઠોકીને કહું છું કે આ કાયદો ઘડનારાઓને સ્વપ્ને પણ ખ્યાલ ન હશે કે મહાન વિગ્રહના વિજય પછી ૧૯૧૯ ના સુલેહના વખતમાં આ કાયદાનો આશ્રય લેવો પડશે. આ કાયદો નીચે પ્રમાણે છેઃ—

"બ્રિટિશ સરકાર સામે કેટલાક દેશી રાજ્યોએ ચલાવેલી લડાઈ દરમ્યાન બ્રિટિશ સરકારના કેટલાક વફાદાર શખસોએ સરકારની સત્તા સામું ખુલ્લી રીતે હથિયાર ઉંચકયાથી સરકારના શત્રુઓને તેઓએ મદદ કરી છે અને એ સરકારની પ્રજા તેમજ તેઓની માલમિલ્કત ઉપર અત્યાચારના કર્મો કર્યાં છે. અને વળી જ્યારે પણ હિન્દી સરકાર કોઈ પણ સત્તાની સામે યુદ્ધમાં ઉતરી હોય અથવા કોઈ પણ બ્રિટિશ મુલકની હદમાં તોફાનની સ્થિતિ અથવા વલણ હોય ત્યારે ગવર્નર જનરલ-ઇન કાઉન્સિલે બ્રિટિશ મુલકની સલામતી માટે, તેમજ જાહેર પ્રજાની સુલેહશાંતિ માટે લશ્કરી કાયદો આવશ્યક છે તેથી તે જાહેર કરી બ્રિટિશ સત્તા સામે હથિયાર પકડનારાઓને તેમજ તેમાં મદદ કરનારાઓને તાત્કાલિક સજાઓ

કરી નાંખવી. આ કાયદો જાહેર થયાથી ગવર્નર ઇન કાઉન્સિલે તરતજ તેનો બ્રિટિશ હદની અંદર અમલ કરવા માંડવો.

## લડાઈ અથવા ખુલ્લા બળવાની આવશ્યકતા.

મારા નામદાર, હવે તો એ સ્પષ્ટ રીતે માલમ પડે છે કે સરકારની સત્તા સામે ક્યાં તો લડાઇ કરવામાં આવી હોય અગર ખુલ્લી રીતે બળવો કરવામાં આવ્યો હોય ત્યારેજ કાયદેસર રીતે આ કાનુન અમલમાં મુકી શકાય. લાહોર અને અમૃતસરમાં લશ્કરી કાયદો જાહેર કરતી વખતે આપે સીમલાથી ૧૪ મી એપ્રીલ ૧૯૧૯ ની યાદીમાં જણાવ્યું છે કે "પંજાબના અમુક વિસ્તારમાં સરકાર સામે ખુલ્લો બળવો થાય એવી સ્થિતિ ઉત્પન્ન થઈ છે એવી ગવર્નર ઇન કાઉન્સિલની ખાત્રી થઇ છે. અને તેથી લાહોર તેમજ અમૃતસરની સાધારણ અદાલતોએ ગુન્હાઓ સામે કામ ચલાવવાનું મોકુફ રાખ્યું છે અને એ વિસ્તારમાં લશ્કરી કાયદો જાહેર કીધો છે. તેથી હવે ૧૯૧૫ ના ગવર્મેન્ટ ઓફ ઇન્ડિયા એક્ટની ૭૨ મી કલમની રૂએ ૧૯૧૯ નો લશ્કરી કાયદાનો ઓર્ડીનન્સ નં. ૧ જાહેર કરવામાં આવે છે.

હવે મારા નામદાર, બેંગાલ સ્ટેઇટ રેગ્યુલેશનની ૨ ૭ કલમ મુજબ જ્યારે ગવર્નર જનરલની ખાત્રી થાય કે સરકારની સત્તા સામું બંડ ઉઠાવવામાં આવ્યું છે અને સરકારના શત્રુઓ સામે તાતકાલિક પગલાં લેવા યોગ્ય છે ત્યારેજ લશ્કરી કાયદો અમલમાં મુકી શકાય. ૧૯૧૯ ની ૧૪ મી એપ્રીલની યાદીમાં આપે જણાવ્યું છે કે પંજાબના કેટલાક ભાગોમાં સરકારની સત્તા સામે ખુલ્લો બળવો કરવામાં આવ્યો છે એમ આપની ખાત્રી થઈ છે પરંતુ મારા નામદાર, લાહોરમાં કયા સંયોગોમાં ખુલ્લો બળવો સળગ્યો તે જાહેર પ્રજાને કહેવામાં આવ્યું નથી. કયા સંયોગોમાં બળવો થયો એ સંબંધનાં કેટલાક પ્રશ્નો વિષે મેં ખબર કાઢી પરંતુ કમનસીબે સરકારે જવાબ આપ્યો કે એ સબંધમાં તપાસ ચાલુ છે અને જાહેર હિતને માટે એ પ્રશ્નનો ઉત્તર આપી શકાશે નહિ. મારે જણાવવું જોઇએ કે જ્યારે કારોબારી મંડળ ધારામંડળ પાસે ગવર્નર ઇનિ કાઉન્સિલના ફરમાન પ્રમાણે ધારામંડળનો ટેકો માંગવા આવે ત્યારે કયા સંજોગોમાં લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો છે તે જણાવવાં ખાસ

જરૂરી છે પંજાબમા સરકારી કાયદો જાહેર થતી વખતે પંજાબ તેમજ હિન્દી સરકાર વચ્ચે જે પત્રવ્યવહાર ચાલ્યો હોય તે સરકાર રજુ કરશે કે? વળી હુ એમ પણ પુછુ છુ કે પંજાબના અમુક વિસ્તારોમા ૧૮૮૪ના ૧૦ મા કાનુન પ્રમાણે જે કાયદો અમલમા મુકવામા આવ્યો હતો ત્યારથી તે આજ સુધીમા બળવાની સ્થિતિને લગતી કઇ કઇ વિગતો છે અને કયા સજોગો સરકારને બળવા જેવા જણાયા તે જણાવવાની સરકાર મહેરબાની કરશે કે? આ પ્રશ્નો એટલા માટે પુછવામા આવે છે કે ખરી વિગતો સિવાય બીજો કોઇ હેતુ નહિ હતો એ આપ નામદાર સમજી શકશો. 'પાયોનીઅરે' જાહેર કર્યું કે કાઉન્સિલમા મુક્તિ બીલ દાખલ થવાનું છે તેથી મે કેટલાક પ્રશ્નો પુછ્યા જેના પ્રત્યુત્તર મળવાથી હુ

**સર વિલિયમ વિન્સેન્ટ**—મારા નામદાર, નિયમ પ્રમાણે બોલવાની સુચના કરવા હુ ઉભો થયો છુ જે સવાલના જવાબની મના કરવામા આવી હોય તે મનથી ઉલ્લેખ કરવો એ શુ આ કાઉન્સિલની રીત છે? એ સભાસદને અગાઉ એજ વર્તન માટે ઠપકો દેવામા આવ્યો હતો તે શુ ખરૂ નથી?

**પંડિત માલવીયા**—નામદાર, એવા કોઇ ઠપકાનું મને સ્મરણ નથી તેમજ તેની હુ દરકાર કરતો નથી જ્યારે આવુ બીલ રજુ કરવામા આવ્યુ છે ત્યારે તેને લગતી દરેક બીના તરફ મારે ધ્યાન ખેચવુ જોઇએ મે જે કર્યુ છે અને હુ જે કરૂ છુ તે કરવામા હું કાંઈ ખોટુ કરતો નથી

## છુપાવેલી વિગતો.

હે નામદાર! આ બીલ સાથે સબધ ધરાવનારા કેટલાક પ્રશ્નો મે પુછ્યા અને મેં જણાવ્યુ છે તેમ સરકારે કહ્યુ કે એ પ્રશ્નો જવાબ આપી શકાશે નહિ જો સરકારે એ પ્રશ્નો તપાસ કરનારી કમિટી સન્મુખ રજુ કર્યા હોત અને તેના નિર્ણય સુધી સરકારે પણ પોતાનું પગલુ ભરવાનું મુલતવી રાખવાનુ ડહાપણ વાપર્યું હોત તો મારે કાઇ બબડવાનુ કારણ ન હતુ આપ નામદારનાં ધ્યાનમાજ હશે કે પંજાબમા બળવાની સ્થિતિ જાહેર કર્યા પછી પંજાબમા શુ શુ ધીગાણા ચાલી રહ્યા છે તે હિન્દની બીજી પ્રજા ન જાણે તેવા રસ્તા પંજાબ સરકારે અખત્યાર કર્યા

હતા. નામદાર, પંજાબના ઘોંટાળા ઉઘાડા પાડવા માટે અમુક વ્યકિતઓને તેમાં દાખલ કરવામાં ન આવી એટલુંજ નહિ પણ સી. એફ. એન્ડ્રુસ જેવા એક અતિ પ્રતિષ્ઠિત વર્તમાન પત્રોના પ્રતિનિધિ કે જે શાન્તિને ચાહનારા અને નમ્ર ગૃહસ્થ છે તેમને પણ પંજાબમાં પગ મુકવાની મના કરવામાં આવી (હસવાનો અવાજ). નામદાર, હું જરા હસવાનો અવાજ સાંભળું છું પરંતુ હસવાનું કારણ શું છે તે હું સમજી શકતો નથી. જો એનો અર્થ એવો હોય કે મી૦ એન્ડ્રુસ શાન્તિપ્રિય નથી તો હું જણાવીશ કે એ પ્રમાણે ધારનારાઓ માટે મને ખેદ થાય છે! મી૦ હસુગના જેવા શુદ્ધ ચરિત્રવાળા મી૦ એન્ડ્રુસ કે જેઓ જનસમાજની સેવા માટે દુર દેશમાં પ્રયાણ કરતા હતા તેઓને સીમલાની મુલાકાત પછી લાહોર તરફ જતા અમૃતસર આગળ અટકાવવામાં આવ્યા, તેમની તરફ બેશરમ પૂર્વક વર્તન ચલાવવામાં આવ્યું અને પંજાબમાંથી હાંકી કાઢવામાં આવ્યા. અન્ય પત્રોના પ્રતિનિધિઓને તેમજ જાહેર પુરૂષોને પંજાબમાં પગ મુકવાની મનાઇ કરવામાં આવી. પરિણામ એ આવ્યુ છે કે પંજાબમાં શું બને છે તે જોવાની તક જાહેર પ્રજાને મળી શકી નહિ. પરંતુ જે કાંઇ ઉપલક ખબર મળી શકી તેને આધારે હિન્દ કોન્ગ્રેસ કમિટિએ હિન્દી વજીરને એક લાંબો તાર મોકલ્યો ને વસ્તુ સ્થિતિની ગંભીરતાનું સ્મરણ કરાવ્યું. ઑલ ઇન્ડિયા કોન્ગ્રેસ કમિટિએ ૨૦ મીએ અને ૨૧ મી એપ્રીલે મુંબઇમાં મળીને નીચે પ્રમાણે ઠરાવ પસાર કીધા હતાઃ—

ઑલ ઇન્ડિયા કોન્ગ્રેસ કમિટિ અમૃતસર, અમદાવાદ અને વિરમગામ વગેરે સ્થળો પર થયલા અત્યાચારના કાર્યો માટે અત્યંત દલગીરી દર્શાવે છે અને કાયદાનો નિયમસર અમલ થાય તેમ પ્રજામાં શાંતિ પ્રસરાવવા માટે જાહેર પ્રજાને વિનવે છે; વળી સરકારને પણ દાબી દેનારી સખ્ત રીતિ ન વાપરવા તેમજ સહાનુભાવ અને સમોપચારની રીતીએ કામ લેવા ભલામણ કરે છે."

"ઑલ ઇન્ડિયા કોન્ગ્રેસ કમિટિ પંજાબની તેમજ દિલ્હી અને હિન્દી સરકારે ડિફેન્સ ઓફ ઇન્ડિયા એકટની રૂયે મહાત્મા ગાંધી જેવા ઉમદા સજ્જન સામુ જે હુકમો કાઢ્યા છે તે સામે મજબુત રીતે તિરસ્કારની લાગણી પ્રદર્શિત કરે છે. કમિટિ ધારે છે કે જો આ હુકમો કાઢવામાં આવ્યા ન હોત તો જે બનાવો બન્યા છે તે કદાપિ બનવા પામત નહિ

આ કમિટિ હિન્દી સરકારને પોતાનો હુકમ ખેંચી લેવા તેમજ સ્થાનિક સરકારોને પણ તે પ્રમાણે વર્તવા માંગણી કરે છે."

આ ઠરાવો પ્રમાણે વડા પ્રધાનને અને હિન્દી વજીરને તારો મોકલવામાં આવ્યા. હું તે આપને વાંચી સંભળાવીશ.

"ઑલ ઇન્ડિયા કૉન્ગ્રેસ કમિટિ હિન્દના હાલના મામલા તરફ સમ્રાટનું ધ્યાન ખેંચે છે ને આતુરતાથી ઇચ્છે છે કે ચાલુ રાજ્યનીતિમાં યોગ્ય પરિવર્તન કરવામાં આવે. દેશનાં કેટલાક ભાગોમાં થયલા અત્યાચાર તરફ તિરસ્કાર દર્શાવતા આ સભા જે કારણોને લીધે આ તોફાનો થયા હોય તે તરફ નિષ્પક્ષપાતે ધ્યાન આપવાની ભલામણ કરે છે. ૧૪ મી તારીખનો સરકારનો ઠરાવ જણાવે છે કે આ મામલો ઉભો થવાનું કારણ રાઉલેટ એક્ટની ચળવળને આભારી છે પણ ખરી રીતે તો આ ઘણા કારણોમાંનું એકજ કારણ છે. એ તો નિઃશંક છે કે ધારા સભામાં બિન સરકારી સભ્યો સામે સરકારી સભાસદોએ રાઉલેટ એક્ટ બહુમતથી પસાર કીધો. તેથી કડવાસની લાગણી ઉત્પન્ન થઈ ને દેશમાં શાંતિનો ભંગ થયો પરંતુ ત્યાર બાદ જે અત્યાચારો કરવામાં આવ્યા તેનું કારણ તો માનનીય મહાત્મા ગાંધી તેમજ દેશના અન્ય નેતાઓ સામે બીન જરૂરી રીતે હિન્દી, પંજાબ અને દિલ્હી સરકારનાં પગલાંને આભારી હતું. આ વખતે ઉત્પન્ન થયલા અસંતોષના કારણો સમજવા માટે બીજી કેટલીક બીનાઓ ઉપર પણ ધ્યાન આપવું જોઇએ."

અર્થાત્ અનર્થ.

ઉત્પન્ન થયલા ભયનું સવિસ્તર વર્ણન આ કમિટિ કરી શકતી નથી. ફક્ત એટલુંજ કહેવું બસ થશે કે સુલેહના વખતમાં આવા કાનુનને ધારાપોથીમાં દાખલ કરવાથી અને તેની રૂયે ગુન્હેગારો સાથે ખુલ્લી કોર્ટોમાં કામ નહિ ચલાવતાં તેઓના સ્વતંત્રતા ઉપર દબાણ મુકવામાં આવ્યાથી જે અસાધારણ ચળવળ રાજ્યદ્વારી પુરૂષોએ પોતાના સ્વાર્થને માટે ઉભી કરેલી કહેવામાં આવે છે તે અર્થનો અનર્થ કરવા બરોબર છે.

મહાત્મા ગાંધીએ સત્યાગ્રહની ચળવળ શરૂ કરી તે કાયદેસર છે કે નહિ તે તપાસવાનું કામ આ કમીટી કરવા માંગતી નથી. પરંતુ એટલું તો આ કમિટિ ભાર મુકીને જણાવે છે કે આ કાયદો પસાર કરવામાં જે અન્યાય થયલો છે તેને લીધેજ મહાત્મા જેવા ગાંધીએ આ ચળવળ શરૂ કીધી. જાહેર પ્રજાની જાણ પ્રમાણે તો મહાત્મા ગાંધીને દિલ્હી જતા અટકાવવામાં આવ્યા અને તેમને પકડીને કોઇ અણજાણી જગ્યાએ લઇ જવામાં આવ્યા ત્યાંસુધી કોઇ પણ પ્રકારનું હુલ્લડ કરવામાં આવ્યું નહતું. દિલ્હીમાં સત્તાવાળાઓએ ટોળાંઓ ઉપર વિના કારણે ગોળીબાર કરી કેટલાકોના જાન લીધા એ બીના બહાર પડી છે. હિન્દી સરકારે યોગ્ય તપાસ ન કરતાં આંખ આડા કાન કીધા અને બીન પાયાદાર નિવેદનો પર સ્થાનિક સરકારોને જવાબદારીમાંથી મુકત કીધા. જો મહાત્મા ગાંધીને દિલ્હી જવા દેવામાં આવ્યા હોત તો કમિટિ ધારે છે કે એકવાર પુનઃ ત્યાં શાંતિ ફેલાત. તેમ કરવાને બદલે સરકારે મહાત્માને પકડીને દેશપાર કર્યાથી અમદાવાદ અને વિરમગામમાં તોફાનો થયા. મુબઇમાં પણ તોફાન થવાની વકી હતી પરંતુ સત્તાવાળાએ સિપાઇઓને તેમજ લશ્કરને આડે નહિ આવવા દેવાનાં શુભ પગલાને લીધે તેમજ મહાત્મા ગાંધી અને બીજા નેતાઓએ શાંતિ જાળવવા માટે કરેલા પ્રયાસોને લીધે કાંઇ બનવા પામ્યું નહિ.

## દાબી દેનારી સખ્તાઇની રીતિ.

મહાત્મા ગાંધીની હાજરીથી અમદાવાદમાં એકદમ ફેલાયલી શાંતિ તરફ તેમજ પંજાબમાં લશ્કરી કાયદાને લીધે વાપરેલી સખ્તાઇની રીતિ જેવી કે રસ્તામાં પ્રજાને ફટકા મારવા, એરોપ્લેનમાંથી બોમ્બ ફેંકવા, રસ્તામાં મળેલા લોકો પર ગોળીબાર કરવો વગેરે તરફ આ કમિટિ

આ કમિટિ હિન્દી સરકારને પોતાનો હુકમ ખેંચી લેવા તેમજ સ્થાનિક સરકારોને પણ તે પ્રમાણે વર્તવા માગણી કરે છે ”

આ ઠરાવો પ્રમાણે વડા પ્રધાનને અને હિન્દી વજીરને તારો મોકલવામાં આવ્યા છે તે આપને વાંચી સભળાવીશ

“ ઑલ ઇન્ડિયા કોન્ગ્રેસ કમિટિ હિન્દના હાલના મામલા તરફ સમ્રાટનું ધ્યાન ખેંચે છે ને આતુરતાથી ઇચ્છે છે કે આનુ રાજ્યનીતિમાં યોગ્ય પરિવર્તન કરવામા આવે દેશના કેટલાક ભાગોમા થયલા અત્યાચાર તરફ તિરસ્કાર દર્શાવતા આ સભા જે કારણોને લીધે આ તોફાનો થયા હોય તે તરફ નિષ્પક્ષપાતે ધ્યાન આપવાની ભલામણ કરે છે. ૧૪ મી તારીખનો સરકારનો ઠરાવ જણાવે છે કે આ મામનો ઉભો થવાનુ કારણ રાઉલેટ એકટની ચળવળને આભારી છે પણ ખરી રીતે તો આ ઘણા કારણોમાનું એકજ કારણ છે એ તો નિ શક છે કે ધારા સભામા બિન સરકારી સભ્યો સામે સરકારી સભાસદોએ રાઉલેટ એકટ બહુમતથી પસાર કીધો તેથી કડવાસની લાગણી ઉત્પન્ન થઈ ને દેશમાં શાંતિનો ભંગ થયો પરતુ ત્યાર બાદ જે અત્યાચારો કરવામા આવ્યા તેનું કારણ તો માનનીય મહાત્મા ગાંધી તેમજ દેશના અન્ય નેતાઓ સામે બીન જરૂરી રીતે હિન્દી, પંજાબ અને દિલ્હી સરકારનાં પગલાને આભારી હતું આ વખતે ઉત્પન્ન થયના અસંતોષના કારણો સમજવા માટે બીજી કેટલીક બીનાઓ ઉપર પણ ધ્યાન આપવુ જોઇએ ”

## અર્થનો અનર્થ.

ત્યાર પછી નામવર ! આ મામલાના કારણો કે જેમાં હિન્દે વિગ્રહ વખતે બજાવેલી સેવા, યુરોપીઅનો તેમજ એંગ્લો ઈંડીઅન સભાસદોની સુધારાઓ તરફ વલણ તુર્કીના સબંધમા મુસલમાનોની લાગણી વગેરે દર્શાવ્યા બાદ કમીટી નીચે પ્રમાણે જણાવે છે —

આવા સંયોગોમા માર્ચ કોન્સિલની બેઠક વખતે બે રાઉલેટ બીલો દાખલ કરવામા આવ્યા તેમાના એક સામે સર્વ હિન્દી સભાસદોએ એકમતે વિરોધ બતાવી એ બીલ મુલતવી રાખવાની સુચના કીધી. આ સુચના તરફ સરકારે દુર્લક્ષ બતાવ્યાથી આ દેશમા કદાપિ નહિ ધારેલી એવી વળ ઉભી થઈ આ એકટને કાયદાના રૂપમા ઠેરવી નાંખવાથી

ઉત્પન્ન થયલા ભયનું સવિસ્તર વર્ણન આ કમિટિ કરી શકતી નથી. ફક્ત એટલુંજ કહેવું બસ થશે કે સુલેહના વખતમાં આવા કાનુનને ધારાપોથીમાં દાખલ કરવાથી અને તેની રૂએ ગુન્હેગારો સાથે ખુલ્લી કોર્ટોમાં કામ નહિ ચલાવતાં તેઓના સ્વતંત્રતા ઉપર દબાણ મુકવામાં આવ્યાથી જે અસાધારણ ચળવળ રાજ્યદ્વારી પુરૂષોએ પોતાના સ્વાર્થને માટે ઉભી કરેલી કહેવામાં આવે છે તે અર્થનો અનર્થ કરવા બરોબર છે.

મહાત્મા ગાંધીએ સત્યાગ્રહની ચળવળ શરૂ કરી તે કાયદેસર છે કે નહિ તે તપાસવાનું કામ આ કમીટી કરવા માંગતી નથી. પરંતુ એટલું તો આ કમિટિ ભાર મુકીને જણાવે છે કે આ કાયદો પસાર કરવામાં જે અન્યાય થયલો છે તેને લીધેજ મહાત્મા જેવા ગાંધીએ આ ચળવળ શરૂ કીધી. જાહેર પ્રજાની જાણ પ્રમાણે તો મહાત્મા ગાંધીને દિલ્હી જતા અટકાવવામાં આવ્યા અને તેમને પકડીને કોઇ અણજાણી જગ્યાએ લઇ જવામાં આવ્યા ત્યાંસુધી કોઇ પણ પ્રકારનું હુલ્લડ કરવામાં આવ્યું નહતું. દિલ્હીમાં સત્તાવાળાઓએ ટોળાંઓ ઉપર વિના કારણે ગોળીબાર કરી કેટલાકોના જાન લીધા એ બીના બહાર પડી છે. હિન્દી સરકારે યોગ્ય તપાસ ન કરતાં આંખ આડા કાન કીધા અને બીન પાયાદાર નિવેદનો પર સ્થાનિક સરકારોને જવાબદારીમાંથી મુકત કીધા. જો મહાત્મા ગાંધીને દિલ્હી જવા દેવામાં આવ્યા હોત તો કમિટિ ધારે છે કે એકવાર પુનઃ ત્યાં શાંતિ ફેલાત. તેમ કરવાને બદલે સરકારે મહાત્માને પકડીને દેશપાર કર્યાથી અમદાવાદ અને વિરમગામમાં તોફાનો થયા. મુબઇમાં પણ તોફાન થવાની વકી હતી પરંતુ સત્તાવાળાએ સિપાઇઓને તેમજ લશ્કરને આડે નહિ આવવા દેવાનાં શુભ પગલાને લીધે તેમજ મહાત્મા ગાંધી અને બીજા નેતાઓએ શાંતિ જાળવવા માટે કરેલા પ્રયાસોને લીધે કાંઇ બનવા પામ્યું નહિ.

## દાબી દેનારી સખ્તાઇની રીતિ.

મહાત્મા ગાંધીની હાજરીથી અમદાવાદમાં એકદમ ફેલાયલી શાંતિ તરફ તેમજ પંજાબમાં લશ્કરી કાયદાને લીધે વાપરેલી સખ્તાઇની રીતિ જેવી કે રસ્તામાં પ્રજાને ફટકા મારવા, એરોપ્લેનમાંથી બોમ્બ ફેંકવા, રસ્તામાં મળેલા લોકો પર ગોળીબાર કરવો વગેરે તરફ આ કમિટિ

આપનું ધ્યાન ખેંચે છે. દાબી દેનારી સખ્તાઈની આ રીતિથી આખા દેશમાં ખળભળાટ ને ક્રોધની લાગણી ઉત્પન્ન થઇ છે. પ્રજાના નેતાઓ સરકાર સાથે મળીને અત્યાચારના કામો અટકાવવા તૈયાર છે પરંતુ જે રીતે પંજાબમાં શરૂ કરવામાં આવી છે તેથી કડવાસની અને અવિશ્વાસની લાગણી ઉત્પન્ન થઈ છે.

આ કમિટિ સમ્રાટને વચમાં પડી આ રીતિ અટકાવી અસંતોષના કારણો શોધવા માટે અમલદાર તેમજ બિન અમલદાર સભ્યોનું એકત્ર કમિશન નિમવાની અરજ કરે છે.

"ઉપલા કારણોને લીધે અસંતોષની લાગણી ઉત્પન્ન થઇ છે તે તરફ સમ્રાટનું આ કમિટિ ધ્યાન ખેંચે છે. અમૃતસરમાં ડૉ૰ કીચલુ અને ડૉ૰ સત્યપાલને દેશનિકાલ કરવાના સર માઈકલના પગલાથી તોફાનો થયા. કમિટિ આતુરતાથી ભલામણ કરે છે કે સ્થાનિક સરકારોને ગમે તેમ સત્તા આપવાથી તેમજ દાબી દેનારી રીતિ વાપરવાથી આ મામલો શાંત થશે નહિ. સરકારે દાબી દેનારી સખ્તાઇ ન વાપરતાં જાહેર પ્રજા શાંત થાય અને રાજ્યદ્વારી પુરૂષને છાજે એવું શુભ પગલું ભરવું જોઇએ.

"કોન્ગ્રેસ કમિટિને આશા છે કે સમ્રાટના મીનીસ્ટરોએ આ બાબત ઉપર ધ્યાનપૂર્વક લક્ષ આપી, સખ્તાઇની રીતીનું ઉલ્લંઘન કરી, રાઉલેટ એક્ટ રદ કરવાની સહાનુભૂતિ દર્શાવશે. આ કમિટિ માન પૂર્વક જાહેર કરે છે કે એવા એકજ પગલાથી આખા દેશમાં જરૂર સુનેહ શાંતિ ફેલાશે."

નામદાર ! આ તાર ૨૮ મી એપ્રીલે કરવામાં આવ્યો હતો અને બનતી ત્વરાએ આ બાબતમા તપાસ કરવા માટે કમિશન નિમવા ભલામણ કરવામાં આવી હતી.

ધારાસભા ઉઠી તે વખતે મારા નામદાર, અમૃતસર, લાહોર અને પંજાબના કેટલાક ભાગોમાં ખુલ્લો બળવો જાહેર થયો હતો એ ઉપર હું આપનું ધ્યાન ખેંચતો હતો કારણ કે બીલની શરૂઆતમાંજ જણાવવામાં આવ્યું છે કે બળવો થયો હતો એમ ધારી લઇનેજ સઘળા પગલાં સારબાદ ભરવામાં આવ્યા હતા એ પ્રમાણે જાહેર થતી વખતે પંજાબની સ્થિતિ શું હતી એ ઉપર પણ મેં આપનું લક્ષ ખેંચ્યું છે. ત્યાંની આખી

સ્થિતિનું ટુંકમાં વર્ણન કરી શકાય તેથી મેં આપનું ધ્યાન ખેંચ્યું છે. ઑલ ઇન્ડિયા કોન્ગ્રેસ કમિટિએ આપણને સ્મરણ કરાવ્યું છે કે આ સર્વનું મૂળ કારણ સત્તાવાળાને આભારી હતું. તે વખતે શું સંજોગો હતા તેનું હું હવે સવિસ્તર વર્ણન કરીશ, કેમકે એ સર્વ વિગતો માર્શીઅલ લૉની ચાવી રૂપ છે ને તેના જે ખરાબ પરિણામો આવ્યા છે તેનો બોજો યોગ્ય જગ્યાએ પડવો જોઇએ.

હવે મારા નામદાર આ કાઉન્સિલની છેલ્લી બેઠકમાં રાઉલેટ બીલ દાખલ કરવામાં આવ્યું; સર્વ હિન્દી સભાસદો એકમત તેની વિરૂદ્ધ થયા અને સરકારને બીજી બેઠક સુધી એ બીલ મુલતવી રાખવાની ફરજ પડી. પ્રજાની માંગણી કબુલ રાખવાનું સરકારે યોગ્ય ધાર્યું નહિ તેથી ચળવળ થઈ અને મહાત્મા ગાંધીના કહેવાથી એ ચળવળે અમુક સ્વરૂપ પકડયું. આ સ્વરૂપ એ હતું કે રાઉલેટ બીલ પસાર કરવાના આચરણ સામે વિરોધ દર્શાવવા લોકોએ એકત્ર થઈ શોક પાળવો અને ઉપવાસ કરવો. સર્વ સ્થાનિક સરકારોને મહાત્મા ગાંધીની આ ચળવળ પસંદ પડી નહિ. પણ મારે માન સાથે કહેવું જોઇએ કે કેટલીક સરકારે આ ચળવળને વજન આપ્યું અને પ્રજાને શોક પ્રદર્શીત કરવા દીધો. તેને પરિણામે ૩૦ મી માર્ચે દિલ્હી અમૃતસર તેમજ બીજે સ્થળે હડતાળ પાડવામાં આવી; દિલ્હીમાં નહિ ઇચ્છવા યોગ્ય બનાવો બન્યા. કેટલાકોએ રેલ્વે સ્ટેશન ઉપરના મિઠાઇ વેચનારાઓ ઉપર દુકાન બંધ કરવાનું દબાણ કીધું. અને તેને પરિણામે તોફાન જાગ્યું ને ગોળીબાર થયા. વધારે સવિસ્તર વર્ણન હું આપવા માંગતો નથી પણ એટલુંજ જણાવવા માંગુ છું કે લોકોના ટોળાં ભેગા થવાં અને જે કાંઈ બન્યું તેના પરિણામે ગોળીબાર થયા. આને લીધે લોકોમાં કડવાસની લાગણી પ્રદિપ્ત થઇ. ત્યાર બાદ નામદાર દિલ્હીના ચાંદની ચોકમાં બીજી વાર ગોળીબાર થયા ને લોકોમાં ગુસ્સાની લાગણી થવા માંડી. બે વાર ગોળીબાર થવા છતાં ને કેટલાક લોકોના ઘાયલ થવા તેમજ મરણ પામવા છતાં એ તો કહેવું જોઇએ કે તા૦ ૬ ઠી એપ્રિલ ૧૯૧૯ નો સત્યાગ્રહનો દિવસ આખા દેશમા શાંતિથી પાળવામાં આવ્યો. નહિ ઇચ્છવા યોગ્ય કોઇ પણ બનાવો બન્યા ન હતા. એ દિવસે શું બન્યું? હિન્દુ, મુસલમાનો તથા ખ્રિસ્તીઓએ અને સામાન્ય રીતે આખા હિન્દે તે દિવસે કામધંધો બંધ કર્યો;

ને શોક પ્રદર્શિત કરવા મોટી ખોટી ખમી તે એવી આશા રાખીને કે આથી સરકાર એ પ્રશ્ન ઉપર ફરીથી વિચાર ચલાવે. એ દિવસ સારી રીતે ઉજવાયો ને પંજાબ સરકાર સિવાય બીજી કોઈ સરકારને સખ્તાઈની રીતિ વાપરવાની જરૂર પડી નહિ. તા૦ ૩ જી તેમજ પાંચમીએ ડૉ૦ સત્યપાલ અને ડૉ૦ કિચલુ સામે જાહેર ભાષણની મનાઈ કરનારા હુકમો બહાર પાડયા. આ બે સદ્‌ગૃહસ્થોએ હુકમનો આદર કીધો ને તેથી અમૃતસરમાં કાંઇ પણ અયોગ્ય બનાવ બન્યો નહિ. ૬ ઠ્ઠી એપ્રીલનો સત્યાગ્રહ દિવસ અમૃતસરમાં પાળવામાં આવ્યો અને ત્યાં બીજી જગ્યાની માફક એ દિવસ શાંતિમાં પસાર થયો. ત્રણ દિવસ પછી અમૃતસરમાં રામનવમીનો તહેવાર આવ્યો કે જે પ્રસંગ રામના જન્મ દિવસ તરીકે ઉજવવામાં આવે છે. આ તહેવાર હિન્દુઓનો હતો પરંતુ મુસલમાનોએ પણ આ વખત આ ઉત્સવમાં ભાગ લીધો. તે એટલે સુધી કે મુસલમાનો પોતાનો ભ્રાતૃભાવ બતાવવા માટે એ પ્રસંગે બહાર પડ્યા. અમૃતસરમાં એક જંગી સરઘસ કાઢવામાં આવ્યું. અમૃતસરના ડેપ્યુટી કમીશનરે આ સરઘસ મને કહેવામાં આવ્યું છે તે પ્રમાણે અલ્હાબાદ બેંકમાંથી જોયું. એ સરઘસમાં સરકારની વિરૂદ્ધ કાંઇ પણ કરવામાં આવ્યું ન હતું. મેં સાંભળ્યું છે કે લોકો 'હિન્દુ મુસલમાનકી જય' એમ પણ ઘોષણ કરતા હતા. આ એક તદ્દન શાંત વર્તણુંક દેખાવ હતો અને એમાં રાજ્યદ્રોહી વલણનો લેશમાત્ર પણ અંશ ન હતો.

## ડૉ૦ કિચલુ અને સત્યપાલને દેશનિકાલ.

પણ એ દિવસે એક અજાએબ જેવો બનાવ બન્યો; તે એ હતો કે અમૃતસરના ઇતિહાસમાં કદાપિ નહિ બનેલી એવી ભ્રાતૃભાવની લાગણી હિન્દુઓ અને મુસલમાનોએ અરસ્પરસ બતાવવા માંડી. આ લાગણી એટલે સુધી દૃઢ થઇ કે ધાર્મિક બંધનોને પણ બાજુએ મુકવામાં આવ્યા. હિન્દુ મુસલમાનોની મિત્રાચારી એ એક એવો બનાવ છે કે જેથી દરેક માણસ રાજી થાય. પણ બીજે દિવસે ૧૦॥ વાગે ડૉ૦ સત્યપાલ અને કિચલુને દેશપાર કરી દેવામાં આવ્યા. લોકોની જાણ પ્રમાણે આ ઓર્ડર અમલમાં મુકવાનું કાંઇ પણ કારણ હતું નહિ. એ લોકોને બોલવાની મનાઇ કરવામાં આવી હતી કે જેને તેઓ તાબે થયા હતા. નહિ

ચુસ્મજવા યોગ્ય કાંઈ પણ બન્યું ન હતું; અને અમૃતસરમાં જાહેર શાંતિનો ભંગ થાય એવી ચળવળ પણ નહોતી; તે છતાં પ્રજાની આંખે તે વખતે દેવતા રૂપ ગણાતા આ બે ગૃહસ્થો સામે પંજાબ સરકારે દેશપારના હુકમ કાઢયા અને આ પ્રમાણિક અને માનનીય ગૃહસ્થો સામે ડીફેન્સ ઓફ ઇન્ડિઆની રૂયે જે કામ લેવામાં આવ્યું તે પ્રજાને અન્યાયી માલમ પડયુ. અમૃતસરમાં આ બીજી ભુલ કરવામાં આવી. આ ભુલના પડદા પાછળ પણ સરકારનું કેવું વલણ હતુ? બીજી સ્થાનિક સરકારોએ રાઉલેટ એકટ સબંધી લોકોની દુઃખિત લાગણી જાણી અને તેઓએ પ્રજાના વિરોધને જાહેર થવા દીધો. પરંતુ પંજાબના લેફટનન્ટ ગવર્નરને તો લાગ્યું કે રાઉલેટ એકટ વિરૂદ્ધ ચળવળ કરનારને બરાબર ઠેકાણે લાવવા જોઇએ. ૭ મી એપ્રીલે ધારાસભામાં કરેલા ભાષણમાં સર માઇકલે રાઉલેટ એકટ વિરૂદ્ધ ચળવળ કરનારાઓને ધમકી બતાવી અને તે ડૅા○ સત્યપાલને કિચલુ સામું હુકમો કાઢીને ધમકીનો અમલ કરવો શરૂ પણ કર્યો. સર બાદ શું બન્યું? દેશપારના હુકમની ખબર પડયા પહેલાં અમૃતસરમાં વેપાર ધંધો ચાલતો હતો, બેંકો ઉઘાડી હતી, જાહેર કચેરીઓ ખુલ્લી હતી ને લોકો રોજના નિયમ પ્રમાણે ધંધે લાગ્યા હતા. પરંતુ આ હુકમની ખબર પડતાંજ દેશમાં શોક અને ક્રોધની લાગણી ફેલાઇ ગઈ. એક મિનિટમાં તો દુકાનો ફટાફટ બંધ થઇ ગઇ. એ વખતે મ્યુનીસીપલ એન્જીનીયર મી○ પી. ઇ. ટરમને શહેરમાં સાઈકલ ઉપર ફરવા માંડયું; તેને માલમ પડયું કે વેપાર ધંધો બંધ કરી દેવામાં આવ્યો છે પરંતુ તોફાનની કાંઇ પણ વલણ તેને જણાઇ નહિ. એક ટોળું હૉલ ગેટ તરફ જતું હતું પરંતુ તે ટોળાએ ટરમન ઉપર લક્ષ્ય આપ્યું નહિ. ટોળાએ ડેપ્યુટી કમિશનરના બંગલા તરફ જતા હતા. તેઓનો હેતુ એવો હતો કે ડે○ કમિશનરને બંગલે જઈ ડૅા○ સત્યપાલ અને કિચલુને છુટા કરવા માટે માંગણી કરવી. અત્યાર સુધી તોફાનનું કાંઇ પણ ચિન્હ નહતું અને લોકોના ટોળાએ કેટલાક જાહેર મકાનો આગાડી થઇને નુકશાન કર્યા શિવાય ત્યાંથી પસાર થયા.

## નિઃશસ્ત્ર સરઘસ ઉપર બે વખત ગોળીબાર.

જ્યારે તેઓ પુલ નજદીક પહોચ્યા ત્યારે તેઓને માલમ પડયું કે સીવીલ સ્ટેશન ઉપર તેઓને જવા દેવામાં આવશે નહિ, એ જગ્યાએ

લોકો ઉપર ગોળીબાર કરવામાં આવ્યો; તેઓ પાસે હથિયાર ન હતાં; તેઓના હાથમાં લાકડીઓ પણ ન હતી; વળી મને કહેવામાં આવ્યું છે કે હુલ્લડની કે સામું થવાની તેઓની જરા પણ ઈચ્છા ન હતી અને જો સમજાવીને કામ લીધું હોત તો તેઓ કદાચ પાછા પણ વળતે. પરંતુ ગોળીબાર ચાલુ રહયા અને ટોળામાંના કેટલાકો ઘાયલ થઇ રામશરણ થયા. આથી લોકોમાં અણગમો ઉત્પન્ન થયો. આ વાત શહેરમાં પ્રસરી ને લોકો વધારે ગુસ્સે થયા. આ પુલ આગળ ફરીથી ગોળીબાર કરવામાં આવ્યા અને વધારે જાનોની ખુવારી થઇ. અમૃતસરના ડે૦ કમિશનરે માર્શીઅલ લો કમિશન અગાડી નિવેદન કરતાં જણાવ્યું છે કે ટોળાંઓએ કોઇ પણ પ્રકારનો અત્યાચાર કીધો ન હતો. એના પોતાનાજ શબ્દોમાં કહીએ તો "ગોળીબાર થયા પહેલાં અત્યાચાર થયાનો કાંઈ પણ પુરાવો નથી." હવે નામદાર! ડે૦ કમિશનર માઈલ્સ ઈરવીંગ્સને પોતાના ઘર આગળ તોફાન થાય એવો ભય લાગ્યો. લોકો તરફથી કહેવામાં આવ્યુ કે જો ગોળીબાર કરવામાં આવતે નહિ અને જરા અંકુશ રાખવામાં આવતે તો આ કમનસીબ બનાવ બનવા પામતેજ નહિ. મારા નામદાર! જે બન્યું છે તે તો ખેદજનક છે. ટોળ માંના કેટલાક ઘાયલ થવાથી તેઓ ગુસ્સે થઇ શહેર તરફ વળ્યા અને કહેવા લાગ્યા કે "આપણીમાંના ઘણાને તેઓએ મારી નાંખ્યા છે માટે લાઠી લઇને ચાલો." અત્યાર સુધી પુરાવા પ્રમાણે કાંઈ પણ ઇજા કરવામાં આવી ન હતી અને તે ટોળું એક લાકડા સિંચવાની જગ્યા તરફ ધસી ગયું. મેં પોતે એ જગ્યા જોઈ છે. તેઓએ લાકડાઓ લીધા ને ગુસ્સાની લાગણીથી ઉશ્કેરાઇ ખુનો કરવા શરૂ કર્યા. મારે કહેવું જોઇએ કે જે બન્યું છે તે તો ખેદજનક બીના છે. જે નિર્દોષ જાનોની હાનિ થઈ છે તે માટે મારે શોકની લાગણી દર્શાવવી કાંઈ જરૂરી નથી મી૦ સ્ટુઅર્ટ, મી૦ સ્કૉટ, મી૦ રોબીન્સન અને રેલ્વે સ્ટેશન પરના બીજા બે યુરોપીઅનોને મારી નાંખવામાં આવ્યા તેથી દરેક પ્રમાણિક માણસ દિલગીર થશે. આ સઘળો ખેદજનક મામલો બે કલાકમાં તો ખલાસ થઇ ગયો. સીવીલ અને મીલીટરી ગેઝેટમાં જણાવવામાં આવે છે કે પા વાગે સર્વે શાંતિ હતી. પુલ આગળ ગોળીબાર કરવામાં આવ્યો તે કાયદેસર હતો કે નહિ એ વિષયમાં હું ઉતરવા માગતો નથી પરંતુ એક બાબત ઉપર આપનું ધ્યાન

એવું છું અને તે એ છે કે પહેલી વખત ગોળીબાર થયા પછીજ લોકોમાં ગુસ્સો ઉત્પન્ન થયો અને તેથી તેઓએ શહેર તરફ પાછાં વળી આપણા પાંચ યુરોપીઅન બંધુના જાન લીધા. એ કલાકમાં તો અમૃતસર પાછું શાંત થઇ ગયું. ૧૧ મીએ એમાંનું કાંઇ પણ ન હતું. રેલ્વે પુલ આગળ જેઓ મરણ પામ્યા હતા તેઓના મુડદાં લાવવામાં આવ્યાં અને હિન્દુ અને મુસલમાનોએ વિચાર કર્યો કે મરી ગયલાના માન માટે તેઓએ એકત્ર થઇને જવું અને સૌસૌના રિવાજ પ્રમાણે લાશોને ઠેકાણે પાડવી. આ ખેદજનક કાર્ય તેઓએ એક વાગા પહેલાં ખલાસ કીધું. કમનસીબ માણસોની લાશો લઇ જતી વખતે હજારો માણસો તેમાં સામેલ થયા અને તેમ છતાં પણ તેને પરિણામે અમૃતસરમાં કાંઇ પણ નહિ ઇચ્છવા યોગ્ય બનાવ બન્યો નહિ. મુડદાંને ઠેકાણે પાડયા બાદ લોકો શહેર તરફ વળ્યા અને સર્વ જગ્યાએ શાંતિ પ્રસરી. ૧૨ મીએ પણ અમૃતસરમાં સર્વે શાંતિજ હતી. ૧૩ મીએ સીડીશન મીટીંગ એકટ અમૃતસરમાં જાહેર કરવામાં આવ્યો, તે વખતે પણ સઘળે શાંતિ હતી. ૧૦ મી એપ્રીલે પા વાગા પછી ખુલ્લા બળવાનું નામ આપી શકાય એવો એક પણ બનાવ અમતસરમાં બન્યો હતો એમ સરકાર તરફથી એક પણ સભ્ય કહી શકશે ખરો કે ?

### જલ્યાનવાળા બાગના ત્રાસજનક બનાવ.

મારા નામદાર, ૧૩ મીએ શુ બન્યું તેનો વિચાર કરવો પણ દુઃખદાયક છે. ૧૨ મીએ કેટલાક લોકોએ શહેરના એક ભાગમાં સભા ભરવાનું નક્કી કર્યું ને તેમાં હાજરી થોડી થવાથી સભામાં જાહેર કરવામાં આવ્યું કે આવતી કાલે જાલીઅનવાળા બાગમાં સભા ભરવામાં આવશે. આ એક ખુલ્લી જગ્યા છે અને એની ચારે બાજુએ ઘરો આવેલા છે. એમાંથી બહાર નિકળવાના ત્રણ ચાર રસ્તા છે; એક બાજુએ બહાર નિકળવાનો સૌથી મોટો રસ્તો છે. બહાર નિકળવાના નાના રસ્તાએ સાધારણ દરવાજા કરતાં મોટા ન હતા. ૧૩ મીએ મને કહેવામાં આવ્યું છે તે મુજબ ૧૬ થી ૨૦ હજાર આદમીનો ત્યાં જમાવ થયો. એવું જાહેર કરવામાં આવ્યું હતું કે અમૃતસરના જુના અને માનવંતા વકીલ લાલા કનૈયાલાલ પ્રમુખપદ લેશે. લાલાજીએ મને કહયું કે મારી પાસે કોઇ આવ્યુંએ નથી અને મેં પ્રમુખપદ લેવાની હા પણ પાડી નથી અને

આ વાત તદ્દન ખોટી બહાર પાડવામાં આવી છે. લોકોને મીટીંગમાં બોલાવવા માટે આ ચાલાકી કરવામાં આવી હતી. લાલાજીની સ્થિતિના માનવંતા પુરૂષ સભામાં પધારે એમ સમજી ઘણા લોકોએ સભામાં હાજરી આપી. એ દિવસ વૈશાખી દિવસ હતો કે જે દિને અમૃતસરમાં સૌથી મોટો મેળો ભરવામાં આવે છે. રાવલપીંડી, પેશાવર તેમજ બીજે ઘણે સ્થળેથી લોકો અમૃતસર આવ્યા. આ પ્રમાણે ઘણા શીખ તેમજ જા લોકો પણ આવ્યા હતા. સભા ભરવાની મનાઇની ખબર ન હોવાથી જાલ્યનવાલા બાગમાં મને કહેવામાં આવ્યું તેમ લગભગ ૨૦૦૦૦ આદમી ભેગું થયું. સીવીલ અને મીલીટરી ગેઝેટ ૬૦૦૦ નો આંકડો જણાવે છે. સંખ્યા ગમે તેટલી હશે પરંતુ આ એક જંગી સભા મળી હતી. જ્યારે આ સભા મળી હતી ત્યારે તે ઉપરથી એક એરોપ્લેન પસાર થયું, અને અડધા કલાકમાં તો લશ્કર આવી પહોંચ્યું ને ભાષણ સાંભળતા લોકોને ચેતવણી આપ્યા સિવાય તેમજ નાસવાની તક આપ્યા સિવાય તેઓ પર ગોળીઓ છોડવામાં આવી. હવે નામદાર ઓન૦ હોમ મેમ્બરે તો જણાવ્યું કે "અંહ, મરણ પામેલાઓની સંખ્યા તો ફકત ૨૯૧ નીજ છે." પરંતુ મને આજે સવારે એક કાગળ મળ્યો છે તે પ્રમાણે તો મરણ પામેલાઓની સંખ્યા ૫૩૦ ની ને ઘાયલ થયલાની ૧૯૨ ની છે. આમાં ૪૨ તો છોકરા હતા કે જેની ઉમર નીચે પ્રમાણે હતી. એક તો સાત મહિનાનું બાલક હતું કે જે તેના બાપના ખોળામાં હતું; ૧૨ વર્ષની ઉમરના છોકરા એક કરતા વિશેષ હતા; કેટલાક ૧૪, ૧૫, ૧૭ ને ૧૮ વર્ષની ઉમરના હતા. હજી તો કેટલાક બીજાઓના નામો આવશે પણ ધારો કે આ લીસ્ટ સંપૂર્ણ હોય અને હું આશા રાખી ઇચ્છું છું કે એ સંપૂર્ણજ છે તો પણ આ આંકડો ત્રાસજનક છે. એક સભામાં લોકો ભાષણ સાંભળવા બેઠા હોય તે વખતે લશ્કરી સિપાઇઓ તેમના પર ગોળીઓ છોડે એટલુંજ નહિ પરંતુ પોતાના જાન માટે નાસતા માણસો પર ગોળી છોડી થોડીક મિનિટમાં તેઓને યમદ્વાર પહોંચાડવામાં આવે એ કેવું ત્રાસદાયક ચિત્ર !! મારા નામદાર, ઇતિહાસમાંથી એવો એક પણ દાખલો હોમ મેમ્બર આપી શકશે કે જે જાલ્યનવાળા બાગના જેવો ભયંકર હોય ને વળી તેમાં કરવામાં આવેલા કાળા કૃત્યોનો ઢાંક પિછોડો કરવા કોઇ પણ સરકાર મુક્તિ બીલ પસાર કરવાનો પ્રયત્ન કરે ?

## ખુલ્લા બળવાનું જાહેરનામું.

મારા નામદાર, હવે જરા લાહોરનો વિચાર કરીએ. ત્યાર પછી અમૃતસરમાં શું બન્યું તેનું હું વિવેચન કરીશ. પણ આ જગ્યાએ એ વાત તો મારે જણાવવી જોઇએ કે જાલીઆનવાળા બાગમાં આ કતલ' થયા પછી એ બાગને ખુનરેજીના બાગથી હવે ઓળખવામાં આવે છે જો કે ત્યાર બાદ લોકોએ અત્યાચારના સહેજ પણ ચિન્હ બતાવ્યા ન હતા. જે ત્રાસ વર્તાવવામાં આવ્યો હતો તે લોકોએ ચુંચાં કર્યા વિના સહન કર્યો અને ત્યાર બાદ એવો એક પણ બનાવ બન્યો નથી કે જેને અધિકારીઓ ખુલ્લો બળવો કહી શકે. આ દિવસ ૧૩ મી એપ્રિલનો હતો, અને તેજ દિવસે એક સરકારી યાદી મારફત જાહેર કરવામાં આવ્યું કે પંજાબ, અમૃતસર અને લાહોરના કેટલાક ભાગોમાં સરકાર સામે બળવો ઉઠાવવામાં આવ્યો છે. હવે નામદાર, હું માનપૂર્વક જણાવીશ કે અમૃતસરમાં જે દિવસે આ જાહેરનામુ કાઢવામાં આવ્યું તે દિવસે એવો કોઇ પણ બનાવ મારી જાણ અને માન્યતા પ્રમાણે બન્યો ન હતો કે જેથી આપ નામદારને આ જાહેરનામુ કાઢવાની ફરજ પડે.

## મહાત્મા ગાંધી સામે હુકમ.

એકવાર ફરીથી લાહોરનો વિચાર કરીએ. તા૦ ૬ ઠીનો દિવસ લાહોરમાં સત્યાગ્રહના દિવસ તરીકે ઉજવવામાં આવ્યો હતો; દિવસ શાંતિમાં પસાર થયો. ૧૦ મી તારીખ સુધી નહિ ઇચ્છવા લાયક બનાવો બન્યા ન હતા. ડૉ૦ સત્યપાલ અને કિચલુના દેશપાર થવાથી ૧૦ મીએ અમૃતસરમાં તોફાન થયું હતું.* તેજ દિવસે લાહોરમાં એવી ખબર મળી કે મી૦ ગાંધીને પકડવામાં આવ્યા છે ને કોઇ અજાણ્યે સ્થળે લઇ જવામાં આવ્યા છે. હું એમ કહેવા માગું છું કે જે સ્થળે તેમને લઇ જવામાં આવ્યા તે સ્થળ લોકોને જાણવા દેવામા આવ્યું નહિ. હવે નામદાર, મારે જણાવવું જોઇએ કે મી૦ ગાંધી હિન્દી મિત્રોમાં જાણીતા છે એટલુંજ નહિ પરંતુ દરેક ગૃહસ્થ તેની તરફ અખંડ માન અને પૂજ્યભાવની લાગણીથી જુએ છે. સંત પુરૂષના ચારિત્રવાળા કોઇ પણ બન્ધુને હાનિ ન કરનારા, સત્ય, ન્યાય અને મનુષ્યત્વને માટે પ્રાણ અર્પણ કરનારા મહાત્મા ગાંધીએ લોકોના હૃદય એટલે સુધી તો જીતી લીધા છે કે એના

જેટલું માન આ દેશનો બીજો કોઇ આદમી ભાગ્યેજ ધરાવતો હશે. પરંતુ ઉપર જણાવ્યા છે તેવા દુઃખી બનાવો દિલ્હીમાં બનવાથી જાહેર લાગણી ઉછળી આવી ને તેથી મહાત્મા ગાંધીએ લોકોને શાંત પાડવા અને જાહેર લાગણી દબાવી દેવા દિલ્હી તરફ પ્રયાણ કરવા માંડયુ. પરંતુ દિલ્હી જતાં હિન્દી સરકારે એવો હુકમ કાઢયો કે તેઓએ મુબઇમાજ રહેવું. આ સાથે વળી પંજાબ અને દિલ્હીની સરકારે પણ એવા હુકમો બહાર પાડયા કે મી૦ ગાંધીએ પંજાબ અને દિલ્હીમાં દાખલ થવું નહિ. નામદાર, મહાત્મા ગાંધીનું આ ખુલ્લે ખુલ્લું અપમાન હતુ. અમુક પ્રાંતની હકુમતમાં મહાત્મા ગાંધી પધારે તો ત્યાંની સરકારે ખુશ થવા જેવું હતું. તેને બદલે દિલ્હી અને પંજાબમાંથી તેમને બહાર રહેવાનું ફરમાન કરવામાં આવ્યું અને આ રીતે તે જગ્યાના કારોબારી સત્તાવાળાઓએ યોગ્ય વળણ લીધી નહિ. પરિણામ તેનું એ આવ્યું કે મહાત્મા ગાંધીને પકડીને દેશનિકાલ કરવામાં આવ્યા છે એવી ખબર લોકોને મળી ને તેથી તેઓ પોતાના મગજ ઉપરનો કાબુ ખોઈ બેઠા. લાહોરમાં એક ટોળાએ લેફ્ટનન્ટ ગવર્નરને અરજ કરવા માટે સરકારી મહેલ તરફ પ્રયાણ કરવા માંડયું; તેઓએ યુરોપીઅનોના મકાનો અગાડી થઇને પસાર થવા માડયું. રસ્તામાં તેઓને ઘણા યુરોપીઅનો મળ્યા પણ તેમને ઇજા કરવાના રહેજ પણ ચિન્હ આ ટોળાએ બતાવ્યા ન હતા. જે યુરોપીઅનોની અપર મોલ ઉપર દુકાનો આવેલી છે તેને બિલકુલ પણ ઈજા થઇ નહોતી એટલે સુધી કે એક કાચ પણ ભાંગવામાં આવ્યો ન હતો. જ્યારે લોકોનુ ટોળું અપર મોલ આગળ અમુક જગ્યાએ પહોચ્યું ત્યારે સિપાઇઓએ તેમને અગાડી જતા અટકાવ્યા ને પાછા હાંકી કાઢયા. પાછા ફરવાનું તે લોકોને પસંદ ન હતું જો કે તે છતાં તેઓએ તેમ કરવાનું કબુલ રાખ્યું. પણ તેઓના પાછા ફરતા તેઓ ઉપર ગોળીઓ છોડવામાં આવી. પાછા ફરવામાં તે લોકોની વલણ એવી હતી કે એ ગોળીબાર કરવામાં આવતે નહિ અને જો ટોળું જ્યાં હતું ત્યાં વધારે વખત રહયું હોત તો કાંઇ પણ બનાવ બનવા પામતે નહિ. સંખ્યાબંધ લોકોનું એવું માનવું હતું કે જો ઉશ્કેર્યા વિના સમજાવીને લોકોને પાછા ફરવાનું કહેવામાં આવતે તો તેઓ તે પ્રમાણે કરતે. હવે મારા નામદાર જ્યારે લોકો અનારખલી આગળ પાછા ફરતાં હતા ત્યારે તેઓના પર ગોળીઓ છોડવામા આવી અને

તેઓના જાન લેનામા આવ્યા એ કેવુ ખરાબ ! આથી લોકો ગુસ્સે થયા. નામદાર, દિલ્હી અને લાહોરના લોક સિવાય મારા ધારવા પ્રમાણે દુનિયા પર ભાગ્યેજ બીજી કાઇ પ્રજા અસ્તિત્વ ધરાવતી હશે. કે જે પોતાના પર ગોળીઓ છોડવામા આવે તે છતા કાયદાને માન આપી શાત વર્તણુ રાખી શકે ! તેઓએ બિલકુલ પણ તોફાન કીધુ નહિ, તેઓ પાછા ફર્યા અને આઠ વાગામાં તો બધે શાતિ ફેલાઈ રહી

## બાદશાહી મસજીદનો બનાવ.

પરતુ લોકો પોતાને ઘેર પહોચ્યે ત્યાર પહેલા તો સરકારી મહેલમા ગભરાટ ફેલાયો તેથી તેઓએ લશ્કરને તૈયાર રહેવા હુકમો આપી દીધા. કલબમા અને બીજી જગ્યાએ ગયલી બાનુઓને સરકારી મહેલમા જવાની તાકીદ કરવામા આવી. કેટલીક બાનુઓ ત્યાં ગઈ પણ ખરી પણ આઠ વાગામા સર્વે શાતિ પ્રસરી, અને તેથી સરકારી મહેલમા ગયલી બાનુઓને ઘેર જવાની રજા આપવામા આવી ગોળીબાર કર્યો એ વ્યાજબી હતુ કે નહિ તે સવાલ બાજુએ મુકતા મારે જણાવવુ જોઇયે કે કલાક દોઢ કલાકમા શહેરમા શાતિ ફેલાઇ અને તેજ દિવસે સાજે લેફ્ટનન્ટ ગવર્નરને પાર્ટી આપવામા આવી. આ બનાવ ૧૦ મી તારીખે બન્યો ત્યાર પછી હવે ૧૧ મીએ શુ બન્યુ તે જોઇએ લોકોએ મરણ પામેલાઓને સરઘસના આકારમા લઇ જવાની માગણી કરી જેનો સ્વિકાર કરવામા આવ્યો અને તેથી લોકોએ પોતાની ધર્મક્રિયાઓ સુલેહસપમા કીધી અને કઇ બનાવ બન્યો નાહ ૧૨ મીએ બાદશાહી મસજીદમા સભા મળી. સભા મેળવવાનુ કારણ એ હતુ કે જે કાઇ બન્યું હતુ તેને માટે દિલગીરી પ્રદર્શિત કરવી દુકાનો બંધ કર્યાથી ખોરાકીની ચીજો નહિ મળી શકવાથી ગરીબ લોકો હેરાન થયા, પણ ધન્ય છે લાલા હરકીસનલાલને કે જેણે ગરીબ લોકોના ભૂખમરાથી પ્રાણ બચાવવા રૂા ૧૦૦૦ કાઢી આપ્યા આ સભામાં સી આઇ ડી. નો એક આદમી હતો કે જેની વર્તણુક લોકોને પસંદ પડી નહિ આ માણસ તરફ ખરાબ વર્તણુક ચલાવવામા આવી, એની પાઘડી લઇ બાળી નાખવામા આવી પરતુ એ સિવાય સભા શાતિથી મળી. ત્યાર પછી કાંઇ બન્યુ નહિ, પણ લોકો જેવા પાછા ફરતા આઠવા કે કંઇક બનાવને લીધે રસ્તે ઉભના સિપાઇઓએ તેમના પર ગોળીઓ છોડવા માડી કેટલાકો ઘાયલ થયા અને કેટલાક માર્યા ગયા. તે છતા

પણ નામદાર, લોકો શાંત રહયા, બિલકુલ પણ ઉશ્કેરાયા નહિ અને લાહોરમાં એક કાચને એક પુલદાનીને પણ નુકસાન કરવામાં આવ્યું ન હતું. ઓન૰ લો મેમ્બરે શું કહ્યું તે હું સાંભળી શક્યો નથી.

સર જ્યોર્જ લાઉન્ડસઃ—ઓનરેબલ મેમ્બર સાંભળે એવા હેતુથી હું કાંઇ બોલ્યો ન હતો.

પંડિત માલવીયાઃ—એટલો તો અવાજ હતો કે મને લાગ્યું કે મારા સંબંધી કંઇ બોલવામાં આવે છે.

પ્રમુખઃ—ઓન૰ મેમ્બરને કંઇ પુછવું હોય તો ધારા પ્રમાણે તેઓ ઉભા થઇ તેઓ સવાલ પુછી શકશે.

પંડિત માલવીયાઃ—હવે મારા નામદાર, ઓન૰ હોમ મેમ્બર અથવા આ બીલને ટેકો આપનાર કોઇ પણ કહી શકશે કે ૧૦ મીથી ૧૫ મી સુધી લાહોરમાં એવા કયા બનાવો બન્યા હતા કે જેથી આ જાહેરનામું ન્યાયી ઠરી શકે. હોમ મેમ્બરે એવો એક પણ દાખલો રજુ કર્યો નથી, અને મારે જણાવવું જોઇએ કે એવો એક પણ બનાવ છેજ નહિ. લોકો હંમેશ મુજબ સુલેહમાં રહેતા હતા; અને લાહોરમાં સરકાર તરફથી લશ્કર ગોઠવવામાં આવ્યું તે સિવાય સર્વે શાંત હતું. કેટલાકો કહે છે કે શાંતિ ફેલાવવાનું ખરૂં કારણ સરકારના પગલાને આભારી હતું; કેટલાકો કહે છે કે લોકોની ભલી વૃત્તિને આભારી હતું, પણ એ વિવાદમાં હું ઉતરવા માંગતો નથી; પરિણામ તો દેખીતુંજ હતું. લાહોરમાં શાંતિ હોવા છતાં યુરોપીઅન લેડીઓને બીકમાં નાંખી ટેકરીઓ ઉપર મોકલી દેવાનું કાંઇ પણ વ્યાજબી કારણ ન હતું. મારા નામદાર, લાહોર અને અમૃતસરની ૧૫ મી તારીખ સુધી જ્યારે આ સ્થિતિ હતી ત્યારે ૧૫ મીની મધરાતે એ જગ્યાઓએ બળવાના ચિન્હ હતા એમ ધારવાનું આ કાઉન્સિલને શું કારણ છે. આવી સ્થિતિમાં ઇન્ડેમ્નીટી બીલ રજુ કરી તેને ટેકો આપવ.ની શું આવશ્યકતા છે!

## ગુજરાનવાલાના બનાવો.

પંજાબમાં બીજા કયા બનાવો બન્યા તે વિષયમાં હવે હું કાંઇક બોલીશ. એમ કહેવાય છે કે થોડાક દિવસ પછી બીજી જગ્યાઓએ પણ ખુલ્લો બળવો થયો હતો. મારા નામદાર, ૧૦ મી તારીખ પછી શું

બન્યું તે આપણે તપાસીએ. મેં કહ્યું છે કે ૧૦ મી તારીખે જે કાંઇ બન્યું તેનું કારણ ડૉ૦ સત્યપાલ અને ડૉ૦ કિચલુના દેશપાર થયાને લીધે હતું. લાહોરમાં જે કાંઇ બન્યું તે મહાત્મા ગાંધીના પકડાવાથી તેમજ તેમને દેશનિકાલ કીધાથી અને ઘણું કરીને અમૃતસરના બનાવોને લીધે પણ હતું એ જગ્યાઓએ આ બનાવ સિવાય ખુલ્લા બળવા જેવું કાંઇ બન્યું ન હતું. હવે આપણું ધ્યાન ગુજરાનવાળા તરફ ખેંચવા માંગું છું. ૧૩ મી તારીખ સુધી ત્યાં ખાસ કાંઇ પણ બનાવ બન્યો ન હતો. તે લોકોએ સભા ભરી, સત્યાગ્રહ વિષે વિવાદ કર્યો, રાઉલેટ એકટ વિરૂદ્ધ પોતાનો વિરોધ જાહેર કીધો પણ એ સિવાય બીજું કાંઇ પણ ત્યાં બનવા પામ્યું હતું નહિ. ૧૪ મી તારીખે જુલ્યનવાળા બાગની કત્લની ખબર ગુજરાનવાળાઓને પહોંચી અને તેથી તોફાન થયું. આખા શહેરમાં એકદમ હડતાળ પાડવામાં આવી, છતાં શહેરમાં સર્વ જગ્યાએ નિયમ અને શાંતિ દૃષ્ટિગોચર થતાં હતાં. ૧૩ મીએ મહાત્મા ગાંધીના પકડાવાની ખબર પહોંચ્યા પછી ૧૪ મીએ શહેરીઓએ હડતાળ પાડવાનું નક્કી કર્યું અને તેને માટે દિવાન મંગલસેનના ઘરમાં એક મીટીંગ બોલાવવામાં આવી. મારા નામદાર, ત્યાર પછી શું બન્યું તે ઉપર મહેરબાની કરી ધ્યાન આપશો. દિવાન મંગલસેન ગુજરાનવાલાના એક જાણીતા શહેરી છે; વિગ્રહ દરમ્યાન સરકારને ઘણી મદદ કરી છે; અને તે છતાં પણ એમને તથા બીજા માનવંતા ગૃહસ્થોને પકડી રાજ્ય સામે બળવો કીધો હોય તેમ તેમની સામુ કામ ચલાવવામાં આવ્યું ! ૧૩ મીએ જ્યારે તેઓ ભેગા મળ્યા ત્યારે તેઓએ નિશ્ચય કીધો કે ૧૪ મીએ હડતાલ પાડવી અને તેથી એ બાબતની ખબર સત્તાવાળાઓને આપી. મીસર સુલતાન આહમદે મ્યુનીસીપલ કમિશનરો ઉપર એવો સંદેશો મોકલ્યો કે ૧૪ મીએ બધે શાંતિ રહે તે માટે તપાસ રાખવી. લોકોમાં કાંઈ કપટ ન હતું; દરેક ચીજ તેઓએ જાહેર રીતે અને ન્યાય પૂર્વક કીધી અને કાંઇ ખોટું અથવા છુપાવવા જેવું કાર્ય કીધું ન હતું. મારા ધારવા પ્રમાણે સભાનો અને કમિશનરો વચ્ચે થયલી વાતચિતનો રીપોર્ટ દફતરે છે.

હવે ૧૪ મીની સવારે કાંઇ બન્યું નહિ. તે દિવસે શહેરમાં સંપૂર્ણ હડતાલ પડી. વઝીરાબાદમાં તે દિવસે એક મહાન મેળો ભરાય છે અને તેથી ગુજરાનવાળાના તેમજ બીજી જગ્યાના અસંખ્ય લોકો ત્યાં ગયા

હતા. ૭-૩૦ ની વઝીરીબાદ જતી ગાડી ચીકાર હતી. ટીકીટો આપવાનું બંધ કરવામાં આવ્યું અને તેથી કેટલાકો ત્યાં જતા રહી પણ ગયા. આથી લોકોમાં એવી લાગણી ઉત્પન્ન થઇ કે કાં તો બધાએ વઝીરાબાદ જવું અથવા કોઇએ પણ જવું નહિ; ગાડી ચાલવા માંડી અને ગાર્ડને ટ્રેનમાં બેસતા અટકાવવામાં આવ્યો. ગાર્ડ રહી જવાથી ટ્રેન અટકી તેથી લોકો ટ્રેન તરફ ધસ્યા અને કેટલાક લોકોને ડબ્બામાંથી બહાર ઘસડી કાઢ્યા. ટોળાએએ ડ્રાઇવરને બહાર આવવા કહ્યું અને તેણે તે પ્રમાણે કર્યું. આથી એન્જીન એમને એમ રહ્યું. કેટલાક તોફાની આદમીઓએ એન્જીનમાંથી અંગારા લઇ ગુરૂકુલ પુલ ઉપર નકામા પડેલા પાટીઆઓ સળગાવવા માંડયા. આ બનાવ આકસ્મિક હતો કારણ કે ફક્ત થોડાક લોકે એજ આ કામ કર્યું હતું અને એ સંબંધી પહેલેથી બિલકુલ પણ વિચારપૂર્વક ગોઠવણ કરવામાં આવી ન હતી. સારે નસીબે પુલને કાંઇ પણ નુકસાન થયું નહિ. અને ટ્રેન થોડીક ઢીલ પછી સહિસલામત પસાર થઇ. એ પછી લોકોનું ટોળું ગ્રાન્ડ ટ્રંકને રસ્તે થઇને ગુરૂકુળ તરફ રેલ્વે લાઈનને સીધે રસ્તે પાછું ફરતું હતું એટલામાં તેમને ખબર પહોંચી કે લાહોરમાં રેલ્વે પુલ ઉપર કાપી નાખેલા બળદનો એક ભાગ લટકાવવામાં આવ્યો છે. હિન્દુ મુસલમાનોમાં તે વખતે સારી મિત્રાચારી હતી અને તેથી તેઓને શંકા પડી કે એ કામ કદાચ સી. આઇ. ડી. નું પણ હોય ? તેની આસપાસ હિન્દુઓના મંદિરો હોવાથી એ વાતને વધારે વજન વળ્યું. જાહેર શાંતિ ઉપર આ બનાવની ઘણી ખરાબ અસર થઈ. મુન્સી દિન મહોમદન નામના એક સ્થાનિક વકીલ અને નેતાએ જાહેર કીધું કે એ કાર્ય મુસલમાનોનું હોઈ શકેજ નહિ અને વળી કહ્યું કે હું પોતે તે શબને ખસેડી નાંખીશ આથી જાહેર પ્રજાની ખાત્રી થઈ કે એ કામ મુસલમાનોનું ન હતું અને તેમાં પોલીસનો હાથ હોવો જોઇએ. વળી બીજા કેટલાક લોકોએ કહ્યુ કે સ્ટેશનની બીજી બાજુએ એક કપાયલુ ડુક્કર નજરે પડે છે. આથી લોકોમાં ગુસ્સાની લાગણી તીવ્ર થવા લાગી અને ટોળું જ્યાં કપાયલો બળદ લટકાવવામાં આવ્યો હતો ત્યાં પહોંચ્યું. ગુસ્સે થયલા કેટલાક લોકોએ મી૦ હેરનને પકડી નીચે નાંખી દીધો અને તેની પીસ્તોલ ઝુંટવી લીધી. આ પ્રમાણે કરવાનું કારણ એ હતું કે લોકોને પોલીસ ઉપર શક ગયો હતો. દીન મહોમદે લોકોને શાંત પાડી હેરનને

છોડી દઈ તેની પીસ્તોલ પાછી સોંપી દેવા તે લોકોને સમજાવ્યા. પણ હેરનને પીસ્તોલ મળતાજ ટોળાઓ ઉપર તેણે બાર કીધો અને ખાસ કરીને જે લોકોએ તેને પીસ્તોલ પાછી આપી તેના ઉપરજ! કેટલાક લોકો ઘાયલ થયા (સરકારની સત્તા રૂપે પ્રગટ થયલા 'પંજાબના ખબેલો'નું ૩૨ મુ પાનુ જુઓ). આથી તો બળતા ઉપર જાણે તેલ રેડવામાં આવ્યુ. ટોળુ રેલ્વે સ્ટેશન તરફ પાછુ વળ્યુ અને તેઓના ઉપર ગેરકાયદેસર રીતે ગોળીબાર કરવાથી હેરનને પુરો કરવાનો વિચાર કીધો. ઘાયલ થયલામાથી એક શખસ બીજે દિવસે મરણ પામ્યો. તે જગી ટોળુ પોલીસ, કમિશનરો તેમજ મેજીસ્ટ્રેટોની સામે થયુ આ બેની વચમા ગ્રાન્ડ ટ્રન્કનો રસ્તો આવેલો છે. લોકો ખુનરેજી કરતી વખતે યાહોમ પોકારો કરતા હતા. આ વખતે જો કે મેજીસ્ટ્રેટો અને મ્યુ૦ કમિશનરો લોકોને પાછા વાળવા બનતો પ્રયાસ કરતા હતા ત્યારે હેરન તો ટોળાઓ ઉપર ગોળીબાર કરવાની ઈચ્છા રાખતો હતો

## એકવાર ફરીથી ગોળીબાર.

ટોળામાના કેટલાક લોકો પાછા ફરવા માડયા પણ તે વખતે એક પોલીસ કોન્સ્ટેબલે જાણતા કે અજાણતા એક ગોળી છોડી એટલે બળતામા ઘી હોમાયુ લોકોનુ ટોળુ જે તદ્દન બેદરકાર હતુ તેમા હવે ગુસ્સો ઉત્પન્ન થયો. તેઓ મોટી સખ્યામા એકઠા થયા અને હેરને ગોળી છોડવાનો હુકમ આપ્યો ગોળીબાર થયા અને ઘણી કતલો થઇ હવે લોકોએ મારફાડના સર્વ સાધનો કામે લગાડયા અને પોસ્ટ ઓફીસ, ડાક બંગલો, કોર્ટો ડીસ્ટ્રીક્ટ કોર્ટનો એક ભાગ, રેલ્વે ગોડાઉન અને દેવળ વગેરે બાળી મુક્યા. આ સર્વ 'પંજાબના ખબેલો' મા પ્રગટ થયુ છે

મી૦ ટોમ્સન—કોની સત્તાએ 'પંજાબના ખબેલો' પ્રગટ કરવામા આવ્યા છે?

મી૦ માલવીઆ—શુ એ ખોટી વાત છે? સીવીલ અને મીલીટરી ગેઝેટે તે રચી છે. શુ મારા મિત્ર એમ કહેવા માગે છે કે મરજીયાતી. સરકારી. રીતે. એ. પુસ્તક પ્રગટ થયુ નથી?

મી૦ ટોમ્સન—એના પુઠા ઉપરજ પ્રગટ કરનારનું નામ દૃષ્ટિગોચર થાય છે.

મી૦ માલવીઆ —જો મી૦ ટોમ્સન મને સીધો જવાબ આપશે નહિ તો મારે દનગિરી સાથે કહેવુ પડશે કે હું તેનો જવાબ આપી શકીશ નહિ મારા ધારવા પ્રમાણે સત્તાની રૂએ એ પુસ્તક પ્રગટ થયુ છે જો હું ભુલતો હોઉ તો તેને માટે હું દિલગીર છુ પણ ખરી બીના શુ છે તે નામદાર મેમ્બરે જણાવવી જોઇએ આપણને ખરી બીનાઓની જરૂર છે આ પુસ્તકમાં ઘણા સરકારી સંદેશાઓ છે

હવે મારા નામદાર, સીદહન પુલ આગળ હેરનની પીસ્તોલથી ઘાયલ થયલાઓને બજારને રસ્તે નિયાઇન લઇ જવામા આવ્યા કે જ્યા એક ઉઘાડી જગ્યામા સભા ભરી લોકોને રોકી રાખવામાં આવ્યા હતા આ સભામા હિન્દુ મુસલમીન ઐક્યતા માટે ભાષણો કરવામાં આવ્યા હતા અને લોકોને શાંત રહેવા ફરમાન કરવામા આવ્યુ હતુ (એક્ટીંગ ડે૦ કમિશનરે ઇસ્લામીઆ સ્કુલના મેનેજરને આપેલી સુચના જુઓ) વળીતના કેઇસમા મેનેજરે કરેલુ નિવેદન એ માટે પુરતુ થઇ પડશે સઘળો શોચનીય મામલો ત્રણ વાગે શાંત થયો શહેરમાં વળી કોઇ પણ જાતનુ હુલ્લડ ન હતુ આ સર્વે બનાવો સીવીલ સ્ટેશને બન્યા સીવીલ અને મીલીટરી ગેઝેટના રીપોર્ટ પ્રમાણે ટોળુ વિખરાતુ હતુ ત્યારે એરોપ્લેનો લાવવામા આવ્યા હવે મારા નામદાર, ઘણોખરો ભાગ તો વિખરાઇ ગયો હતો, થોડો બાકીનો વીખરાવવાની તૈયારીમા હતો તે વખતે એરોપ્લેનોમાથી કેટલેક ઠેકાણે બોબો નાખવામા આવ્યા જે ... બોમ્બો નાખવામા આવ્યા તે મે નજરો નજર જોયા છે અને તે જગ્યાએથી મને ખબર મળી છે કે એક ઠેકાણે પાચ જાનની અને બીજે ઠેકાણે બે જાનની ખુવારી થઇ છે જ્યારે લોકો વિખરાઇને પાછા ફરતા હતા ત્યારે ગુજરાનવાળા શહેર ઉપર એરોપ્લેનોમાથી બોબ નાખવાની શું જરૂર હતી? બોમ ફક્ત એકજ ઠેકાણે નાખ્યા હોત તો તો ઠીક પણ શહેરની વચ્ચોવચ ઘીચ વસ્તીમા પણ તે પ્રમાણે કરવામાં આવ્યુ હતું. એક બોબ ખાલસા હાઇ સ્કુલ ઉપર નાંખવામા આવ્યો કે જેમાં તે વખતે ૧૬૦ વિદ્યાર્થીઓ હતા ગુજરનવાળાના પરાઓ કે જ્યા કોઇ પણ પ્રકારનો અત્યાચાર થયો ન હતો ત્યા પણ બોબો ફેકવામા

આવ્યા. વળી એજ પ્રમાણે લાલા અમરનાથ વકીલના ઘર આગળ, અને બીજે સ્થળે પણ કરવામાં આવ્યું કે જેને લીધે એક સ્ત્રી અને બાળક તેના ભોગ થઇ પડયા. ગુજરાનવાલામાં લોકો વિખરાતા હતા અથવા વિખરાવવાની તૈયારી કરતા હતા તે વખતે આડધોએક ડઝન બોંબો નાંખવાનું શું કારણ હતું તે જો કોઈ મને સમજાવશે તો હું ઘણો ખુશ થઇશ. આ સર્વે બનાવ ૧૪ મીએ બન્યો. સાંજ સુધીમાં તો બધે શાંતિ ફેલાઇ અને તે છતાં પણ ૧૫ મીની સવારે ગુજરાનવાળા ઉપર ફરીથી બોંબ નાંખવામાં આવ્યા. આ કૃત્યો માટે કયા કારણો હતા તે જાણવા હું ખુશી થઇશ. એક વાત નામદાર, ધ્યાનમાં રાખવી જોઇએ અને તે એકે આ બધુ બનવા છતાં લોકો શાંત રહ્યા. લોકોમાં ઉશ્કેરણી કે તોફાનોનો અભાવ હતો. રેલ્વે સ્ટેશન આગળ જે બન્યું તે કયા સંજોગોમાં બન્યું તે મેં જણાવ્યું છે. અત્યાચારના સ્થાનથી ઘણે દુર લગભગ એક માઇલને છેટે એક યુરોપીઅન એન્જીનીયર રહેતો હતો. યુરોપીઅનનો જાન જોખમમાં ન હતો. તેમજ યુરોપીઅન બાનુને અપમાન સરખું પણ કરવામાં આવ્યું ન હતું. જે જગ્યાઓમાં ખુલ્લો બળવો જાહેર કરવામાં આવ્યો તેમાં ગુજરાનવાળાનું નામ શા માટે મુકવામાં આવ્યું છે તે જો મને જણાવવામાં આવશે તો હું ઘણો ખુશી થઇશ.

## કાસુરના બનાવો.

વળી એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે તે એ કે કાસુરમાં જે બે યુરોપીઅનોના શોચનીય ખુન થયાં, તારના દોરડાં કાપી નાંખવામાં આવ્યા, ત્રેનો પાટા ઉપરથી ઉતારી પાડવામાં આવી વીગેરે જે બનાવો ૧૦ મી પછી બન્યા તેનું કારણ એ હતુ કે અમૃતસરમાં લોકો પર વિના કારણે ન્યાય વિરૂદ્ધ ગોળીબાર કરવામાં આવ્યો હતો. કયા સંજોગોથી બનાવ બન્યો તે તરફજ હું આપનું લક્ષ ખેચું છું, અને તેથી આ સર્વે બનાવનું કારણ અમૃતસરમાં થયલા ગોળીબારને આભારી હતું. જે ખરાબ બનાવો બન્યા તે વિષે વધારે વિવેચન કરવા માંગતો નથી. આ સર્વે બનાવો માટે મારે કહેવું જોઇએ કે મને અત્યંત શોક થાય છે પરંતુ વાંક કોનો છે તે વાત પણ ભુલી જવી જોઇતી નથી મુખ્ય બનાવો જેટલા પ્રમાણમાં ખુલ્લા બળવાના [illegible] બન્યે છે તેટલાજ હું રજા

ફરીથી મે જે વિષે વિવેચન કર્યું છે તેને બીલની પ્રસ્તાવના સાથે સબધ છે કારણ કે તેમાં જણાવવામા આવ્યુ છે કે 'પજાબ અને હિન્દની બીજી જગ્યાએ થએલા તોફાનોને લીધે સુલેહશાન્તિ જાળવવા માર્શીઅલ લૉની મદદ લેવી જરૂરી થઈ પડી છે" આ કથનની સત્યતા વિષે હું માનપૂર્વક વધારે ઉણુ છુ અને કહુ છુ કે સરકાર પાસે જે હકીકતો હોય તે જો આ કાઉન્સિલ સાક્ષ રજુ કરવામા નહિ આવે તો, અને અમૃતસર, લાહોર વગેરે જગ્યાએ બળવાની સ્થિતિ હતી એ કથનને સત્ય ઠરાવનારી હકીકત પણ રજુ કરવામા નહિ આવે તો બીલની પ્રસ્તાવનામા યોગ્ય ફેરફાર થવો જોઇએ

એકવાર પુન હુ આપનુ પ્રસ્તાવના તરફ ધ્યાન ખેચુ છું તેમા જણાવવામા આવ્યુ છે કે સુલેહશાતિ સ્થાપવા તથા જાળવવા સરકારી કાયદાની મદદ લેવી પડી છે હવે મારા નામદાર, સત્ય શુ છે? મે જણાવ્યુ છે કે જે દિવસે અમૃતસરમા આ માઠા બનાવ બન્યા તે દિવસે બપોર પછી બધે શાતિ હતી ૧૧ મી કે ૧૨ મીએ કાઇ પણ તોફાન ન હતુ ૧૩ મીએ જે કાંઈ બન્યુ તે સત્તાવાળાના જુલમને લીધે હતુ અને તેમા પ્રજાનો વાક ન હતો વસ્તુસ્થિતિ આ પ્રમાણે હેઈ શાતિ જાળવવા તથા સ્થાપવા માટે લશ્કરી કાયદાની મદદ લેવાની શુ જરૂર? ફરીથી શાતિ ફેલાય અને લોકોનો ગુસ્સો દબાઇ ગયો સ્વદેશ ખાતાના સભાસદ મારા મિત્રો કે જેઓ ઘણા મોભ્ભાદાર ગૃહસ્થો છે તેઓને અપીલ કરતાં જુસ્સા પૂર્વક જણાવ્યુ કે જો કાયદો અને વ્યવસ્થા જાળવવામા ' ' આવ્યો હોત તો તમારા માન મિલકતની શુ દશા થતે તેનો વિચાર કરો સ્વદેશ ખાતાના સભાસદને હુ જણાવુ છુ કે અમૃતસરમા તોફાન થઇ રહ્યુ ત્યાર પછી ત્યા પોલીસની હસ્તી હતીજ નહિ અને લોકોએ પોતેજ બદોબસ્ત જાળવ્યો હતો અને તે દરમ્યાન મારે કહેવુ જોઇએ કે શહેરમા ભાગ્યેજ કોઇ ગુન્હો થયો હશે લોકોએ જ્યારે જોયુ કે પોલીસો મદદ કરવા માગતી નથી ત્યારે તેઓએ પોતે ટોળીઓ બનાવી અને શહેરની અદર તેમજ બહાર બદોબસ્ત જાળવવા માડયો આ કારણને લીધે શાતિ સ્થાપન કરવા તથા જાળવવા અમૃતસરમા માર્શીઅલ લૉની મદદ લેવામા આવી છે એ વાત અસત્ય છે

લાહોરમા પણ એ વાત શુ સત્ય હતી? લાહોરમા અસખ્ય યુરો-

પીઅને વર્મે છે પરતુ તા૦ ૧૦ મીએ કે તે પછી પણ તેઓના જાનમાનને બિનકુલ પણ ભય ન હતો ઑન૦ મી૦ ચદાના કહેવા મુજબ એમ જણાવવામા આ યુ છે કે આ બનાવ પછી એક યુરોપીઅન પોલીસને કાઇક ઇજા થઇ અને તેથી તેને પાટો બાધવાની જરૂર પડી હતી પરતુ આમ થવા ુ કારણ એક સિપાઇની ભુલનેજ આભારી હતુ વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી મારા નામદાર, હું કાઉન્સિલના દરેક સભાસદને પુછુ છુ કે લાહોરમા તા૦ ૧૦ મીથી ૧૫ મી સુધીમા શુ કોઇ હિન્દી અગર યુરોપીઅનની જીદગી ભયમા આવી પડે એવી સ્થિતિ હતી કે જાહેર બળ૦ વાનું જાહેરનામુ કાઢવામા આવ્યુ ? હું તો કહુ છુ કે જાહેરનામા માટે કાઇ પણ કારણ ન હતુ લાહોરની પ્રજાના માનને ખાતર મારે કહેવુ પડશે કે નિર્દોષોના ગોળીથી જાન લેવામા આવ્યા તે છતા તેઓ શાત રહ્યા અને કોઇ યુરોપીઅન ગૃહસ્થ તથા બાનુને ખોટુ લાગે એવુ કાર્ય તેઓએ કર્યુ નહિ યુરોપીઅનોને બીજા શહેરીઓ તરફ ગુસ્સો લાગે અથવા તેઓના ઉપર દ્વેષભાવ થાય એવી તકનુ બિનકુલ પણ કારણ ન હોવા છતા બળવો જાહેર કરવામા આવ્યો હું જણાવીશ કે લાહોરમા બળવાની સ્થિતિ હતીજ નહિ અને તેથી આ બીનાની બાબતમા એ મુદ્દા ખાસ ધ્યાનમા રાખવાના છે

## લશ્કરી કાયદા હેઠળ કાઢેલા હુકમો.

હવે મારા નામદાર શાતિ સ્થાપવા તથા જાળવવા માટે આવશ્યક થઇ પડે એવા કયા હુકમો લશ્કરી કાયદાની રૂએ કાઢવામા આવ્યા તે જરા તપાસીએ એ સબધી હકીકત મેળવવા મેં પ્રશ્નાવલી તૈયાર કરી હતી પરતુ સરકારે દુર્ભાગ્યે તેનો જવાબ આપવાનુ વ્યાજબી ધાર્યુ નથી અને તે ઉપરથી હ તો માડ્ુ છુ કે આડ ની રીતે સરકાર તેની સત્યતા માન્ય રાખે છે મે જે સવાલો રજુ કર્યા છે તેનો સરકાર તરફથી પ્રત્યુત્તર આપવામા આવે નહિ તો હુ ધારી લઇશ કે એ બાબતની સત્યતા ઉપર કોઇ વાધો ઉઠાવી શકતુ નથી હવે હુ ખાસ કરીને લશ્કરી કાયદાની રૂએ કાઢવામા આવેલા હુકમો અને તેમાં વિશેષે કરીને હોમ મેમ્બરે જણાવેલા હુકમ તરફ આપનુ ધ્યાન ખેચવા માગુ છુ જો તે હુકમનો યથાર્થ રીતે અમલ કરવામાં આવ્યો હોત તો આજે આ બીલ ઉપર વાદવિવાદ—

વાની જરૂર પડતે નહિ. પણ કમનસીબે જાહેરાતો અને હુકમો નીકળ્યા અને જોઇએ તે કરતાં વધારે પ્રમાણમાં તેનો અમલ થવા લાગ્યો. હવે, પ્રથમ હું ફટકા મારવાના હુકમ સંબંધે આપનું ધ્યાન ખેંચીશ. કેટલાઓને ફટકા મારવામાં આવ્યા છે અને કયા ગુન્હાને લીધે તે કોઇ જણાવશે કે? લશ્કરી કાયદાની રૂએ ફટકા મારવાની સજાનો અપવાદ કરવામાં આવ્યો હોય એમ મારી ધ્યાનમાં છે. જો હુ કહું છું તે ખરૂંજ હોય તો લાહોર, અમૃતસર અને બીજે સ્થાને ફટકાઓની સજાઓ કરવામાં આવી છે એ કેટલું શોચનીય! મારા નામદાર કોઇ પણ એમ કહી શકશે કે શાંતિ સ્થાપન કરવા તથા જાળવવા ફટકાની સજાની જરૂર હતી? ફટકાની સજા સિવાય સરકાર પાસે શું બીજા સાધનો ન હતાં અને શિક્ષા કરવાની આ ક્રૂર રીતની મદદ લેવામાં આવી ન હોત તો સરકારની સત્તા ઉંધી વાળવામાં આવશે એવી શું તેને બીક હતી? જુદી જુદી જગ્યાઓએ ફટકા મારવાની સજા કરવાની શું જરૂર હતી તે હું જાણવા માંગું છું. મારા નામદાર આપનો વધારે સમય ન જાય તેટલા માટે મેં ગોઠવ્યા છે તે પ્રમાણે મારા સવાલો હવે હુ વાંચીશ.

મારા નામદાર, પંજાબમાં લશ્કરી કાયદાની રૂએ જે જે હુકમો, જાહેરનામાઓ પોસ્ટરો, નોટીસો વગેરે બહાર પાડવામાં આવ્યા છે તે રજુ કરવા સરકારને મેં માગણી કરી છે.

પ્રમુખઃ—ઑર્ડર! ઑર્ડર! ઑન૦ મેમ્બર હદની બહાર જાય છે. નામદાર મેમ્બર સારી રીતે જાણે છે કે એ સવાલ પુછવાથી પ્રમુખ કે મારી પાસે રજા માંગવામા આવી હતી, જેનો મેં અનાદર કીધો હતો. પ્રશ્નો પુછવાના નિયમની વિરૂદ્ધ હોવાથી મેં તે પ્રમાણે કર્યું હતું. નામદાર સભાસદ સ્પષ્ટ રીતે સમજે છે કે સાતમી અને આઠમી કલમની રૂએ પ્રમુખના હુકમના સંબંધમાં આ કાઉન્સિલમા વાદવિવાદ થઇ શકશે નહિ એ સંબંધમા મારા જે હુકમો છે તે સંબંધી ઑન૦ મેમ્બર ચર્ચા ચલાવે તે હું સહન કરીશ નહિ

ઑન૦ મી૦ માલવીયાઃ—મારા નામદાર, હું આપનો ઉપકાર માનું છું. આપ નામદારના હુકમોના સમંધમાં હું ચર્ચા કરવા ઇચ્છતો નથી. મારે ચોક્કસ વિગતોની આવશ્યકતા હતી અને તે શા માટે મને આપવામા આવી નથી તે હું દર્શાવતો હતો.

**નામદાર પ્રમુખ:**—તમે કોઈ બીજીજ રીતે ચર્ચા ચલાવવાની ધારણા રાખતા હતા.

**ઑન૦ મી૦ માલવીયા:**—ખરી વાત. પરોક્ષ રીતે પરિણામ તો એજ હતું, મારા માન્યવર!

**નામદાર પ્રમુખ:**—એમજ. તમે એ કબુલ કરો છો તે જાણી હું પ્રસન્ન થાઉં છું. ઑન૦ મેમ્બરનો આશય એજ હતો અને તે હું ચાલવા દેવા ઇચ્છતો નથી.

**ઑન૦ મી૦ માલવીયા:**—મારા નામદાર, મારે કહેવું જોઇએ કે આપ માન્યવર સવાલ પુછવા દો કે નહિ તે મુદ્દા પર હું બોલતો નથી. હું ફક્ત એટલુંજ જણાવવા માંગું છું કે જુદા જુદા જાહેરનામા વિષે હું શા માટે બોલી શકતો નથી. હું આશા રાખું છું કે આ ખુલાસાથી આપને સંતોષ થશે. હું તદ્દન કફોડી સ્થિતિમાં છું. નામદાર, માર્શીઅલ લૉ સાથે સંબંધ ધરાવતા આવા બીલ ઉપર વિવેચન કરતાં, તેને અંગે બહાર પાડવામાં આવેલા સર્વ હુકમો, જાહેરનામાઓ વગેરે વિષે મારે બોલવું પડે તેમાં નડતી મુશ્કેલીઓનું જો હું ધ્યાન કરું તો તે આપ માન્યવરના હુકમના વાજબી કે ગેરવ્યાજબીપણા વિષે મારા મગજમાં જરા પણ ખ્યાલ આવતો નથી. લશ્કરી કાયદાની રૂએ અસંખ્ય જાહેરનામાઓ અને હુકમો કાઢવામાં આવ્યા છે. કમનસીબે તે સર્વ હું આ કાઉન્સિલ સમક્ષ રજુ કરી શકતો નથી કારણ કે તેની નકલો મારી પાસે નથી. શાંતિ જાળવવા તથા સ્થાપવા તે 'સર્વે' ની જરૂર હતી નહિ એ પુરવાર કરવા હું પ્રયત્ન કરીશ, અને એ બાબત ઉપરજ આ કાઉન્સિલનું હુ ધ્યાન ખેંચવા માંગું છું. આ હુકમોમાંનો હું એકજ દાખલો આપીશ. મને ખબર મળી છે કે 'કુચા કોન કી ગલી' માંથી પસાર થતા દરેક હિન્દીને તેની ઉમ્મર અથવા માનહોદ્દાની સ્હેજ પણ પરવા કર્યા સિવાય પેટ ઘસડીને ચાલવાની ફરજ પાડવામાં આવી હતી. આ હુકમ અમલમા મુકવામાં આવે છે કે કેમ તે જોવાને માટે ત્યાં લશ્કરની ગોઠવણ કરવામાં આવી હતી. નિયમ *અને શાંતિ જાળવવા આ હુકમની જરૂર હતી એમ કોઇ કહેશે ખરૂં કે?* ત્યારબાદ નામદાર, અમૃતસરમાં ૧૨ મી એપ્રીલથી ચાર પાંચ દિવસ સુધી સિવીલ સ્ટેશન સિવાયની સઘળી વિજળીની લાઇટ અને પાણીના નળો

બંધ કરવામાં આવ્યા. કેટલાક વર્ષો અગાઉ જ્યારે મી૦ કીંગ ડે૦ હતો તે દરમ્યાન શહેરના અસંખ્ય કુવાઓ બંધ કરી દેવામાં આવ્યા-કારણ કે કમિશનરને એમ લાગ્યું કે કુવાનું પાણી તંદુરસ્તીને નુકસાનકા હતું. પાણીના નળ અને ઇલેક્ટ્રીક લાઇટ બંધ કરવાથી લોકોની હાડ રીનો પાર રહ્યો નહિ. નિયમ જાળવવા આ હુકમની શું જરૂર હતી કોઈ મને સમજાવશે તો હું ઘણો ખુશ થઇશ. ત્યાર પછી નામદાર, શહેરે વકીલો, ડૉકટરો અને એવા બીજા નામાંકિત આબરૂદાર ગૃહસ્થોને ? દિવસ સુધી હાથકડી નાંખવામાં આવી. આ પ્રમાણે તેઓને ખુ-કોર્ટમાં રાખવામાં આવ્યા કે જ્યાં દિવસે અતિશય ગરમી અને રાત્રિ કકડતી ઠંડી પડતી હતી. આ પ્રમાણે ૨૪ કલાક સુધી તેઓને હાથકડી પહેરાવવામાં આવી તેથી ખાવાપીવાનું અને કુદરતી હાજતોએ જવાનું પણ એજ સ્થિતિમાં તેઓને કરવું પડ્યું. શું સુલેહ શાંતિ જાળવવા માટે આ અને આવા પ્રકારના જંગલી હુકમોની જરા પણ . શ્યકતા હતી?

## પ્રજાના નેતાઓને હાથકડી.

વળી મને ખબર મળી છે કે ૧૫ મી એપ્રિલે ગુજરાનવાલામાં એરો-પ્લેનો આવ્યા પછી અને લોકોને હદબહાર ગભરાવ્યા પછી શહેરમાં તોફાન કે બળવાનું સ્હેજ પણ કારણ ન હતું, અને તે છતાં પણ તે દિવસે ગુજ રાનવાલાના ડે૦ કમિશનરે, પોલીસ અને યુરોપીઅન લશ્કરની એક ટુકડી સાથે તેમજ લશ્કરી ગાડી સાથે લાલા મેલારામ વકીલના ઘેર કુચ કીધી ... તેને કપડાં પહેરવાની તક આપ્યા સિવાય તથા પોતાના સગાવહાલાં સાથે વાતચીત કરવાનો વખત આપ્યા સિવાય, પકડ્યો અને હાથકડી નાંખી. ત્યાર બાદ તેઓને રસ્તામાં લાભસિંહ બેરીસ્ટર મળ્યાં કે જેઓને તરતજ પકડીને હાથકડી નાંખવામાં આવી અને લાલા મેલારામ સાથે સાંકળે જકડવામાં આવ્યા. આ પ્રમાણે લગભગ વીસેક આબરૂદાર ગૃહસ્થોને પકડીને એકજ સાંકળે સર્વેને બાંધવામાં આવ્યા. આ પ્રમાણે પકડીને એક મુસલમાન અને એક હિન્દુ એમ બબ્બેની હારમાં કરીને તેઓને શહેરમાં ફેરવવામાં આવ્યા હિન્દુ મુસલમાનની ઐકયતાની મશ્કરી કરવા ખાતરજ આ પ્રમાણે કરવામાં આવ્યું આ કેદીઓના સરઘસની અગાડી કર્નલ ઓબ્રાએનના હુકમ અનુસાર બે મ્યુનીસીપલ કમિશનરો ચાલતા હતા અને

ઓ માટે રસ્તો કરવાનો હુકમ કરતા તેમજ તેઓના ઉપર ફરતા એરો-નો બતાવી તેઓને કહેતા હતા કે જો તમે એ પ્રમાણે ચાલશો નહિ તમારા ઉપર બોંબ ફેંકવામાં આવશે અગર ગોળીબાર કરી ઠાર કરવામાં આવશે. આ પ્રમાણે કેદીઓને શહેરના મુખ્ય રસ્તાઓ ઉપર ફેરવીને સ્ટેશન ઉપર લઈ જવામાં આવ્યા અને કોલસા ભરવાના એક ઘોડા ડબ્બામાં રાખી તેઓની ચારે તરફ લશ્કર મુકવામાં આવ્યું એટલુંજ નહિ પણ એક હથિયારબંધ એનજીન પર ગોઠવવામાં આવેલી તોપને કેદીઓ સામું તાકીને રાખવામાં આવી. આ કેદીઓને કુદરતી હાજત માટે બહાર જવા દેવામાં આવ્યા ન હતા જેથી કરીને એ ક્રિયા ત્યાં ને ત્યાંજ કરવા તેઓને ફરજ પડી હતી. મારા નામદાર, મને જણાવવામાં આવ્યું છે કે લાહોર સ્ટેશને પહોંચ્યા કે તરતજ જેલમાં ખસેડ્યા અગાઉ આ કેદીઓને બીજા ત્રીસ કેદીઓ સાથે જોડી એક ઓરડો કે જેની બાજુમાં એક સંડાસ આવેલો હતો તેમાં લગભગ દસેક કલાક સુધી રાખવામાં આવ્યા હતા. મારા નામદાર, ગુજરાનવાલા પ્રાંતના શેખુપુરા શહેરના આબરૂદાર શહેરીઓને આજ પ્રમાણે પકડી હેરાન કરવામાં આવ્યા અને તેથી લાહોર લઇ જતાં તેઓને અનેક હાડમારીઓ વેઠવી પડી. વળી મેં એમ પણ સાંભળ્યું છે કે શેખુપુરામાં દશ વર્ષની ઉપરના સર્વ માણસોને તેના માન આબરૂની દરકાર કર્યા સિવાય મી૦ બોસવર્થ સમીથે બોલાવ્યા અને તેઓની પાસે એક વિશાળ ઉઘાડી જગ્યામાં ઝાડુ કઢાવ્યું. એ ઉપરાંત મેં એમ પણ સાભળ્યું છે કે લાહોરની હદના રાજગઢ ગામના કેટલાક મુસલમાનો લગન માટે બહારગામ જતા હતા તેઓને પકડી સજા પણ કરવામાં આવી. અમૃતસર અને ગુજરાનવાલામાં લશ્કરી કાયદાની રૂયે જે અસહ્ય અન્યાય કરવામાં આવ્યો છે તેના આ તો મેં થોડાકજ દાખલા રજુ કર્યા છે. સુલેહ શાંતિ સાચવવા આવી શિક્ષાઓની જરૂર હતી એમ કોણ કહી શકશે '

## તપાસ વિના કેદ.

મારા નામદાર, બીજા સ્થળોએ કરવામાં આવેલા અપમાનોનો ખ્યાલ કરવા સારૂ કેટલીક વધુ વિગતો તરફ કાઉન્સિલનું હું ધ્યાન ખેંચું છું. કાસુરના વકીલ મૌલવી ગુલામ મોહીઉદ્દીન જેઓને ગયે વરસે ચાસ

લડાઈમાં મહાન સેવા બજાવવા માટે જાહેરમાં નવાજવામાં આવ્યા હતા તેમને તથા મૌલવી અબ્દુલ કાદર નામના કાસુરના જુના વકીલને પકડીને રેલ્વે સ્ટેશન આગળ ઉભા કરવામાં આવેલા બંદીખાનામાં કેટલાક અઠવાડીયા સુધી એકાંત રાખવામાં આવ્યા અને ત્યાર બાદ તેમના ઉપર આરોપ મુકયા સિવાય અથવા તપાસ કર્યા સિવાય છોડી મુકવામાં આવ્યા મને ખબર પણ મળી છે કે કસુરમાં સ્કુલના વિદ્યાર્થીઓને ફટકાવવામાં આવ્યા હતા અને શાંતિ જાળવવા માટે આવી શિક્ષાની આવશ્યકતા હતી એમ કોણ કહી શકશે? વળી એમ પણ જણાવવામાં આવે છે કે મી. મનોહરલાલ એમ એ (કેન્ટાબ) બેરીસ્ટર કે જેઓ અગાઉ કલકત્તા વિશ્વવિદ્યાલયમાં અર્થશાસ્ત્રના મિન્ટો પ્રોફેસર તરીકે કામ કરતા હતાં અને હાલ જેઓ લાહોરના એક જાણીતા બેરીસ્ટર અને પંજાબ યુનીવર્સીટીના એક સીન્ડીક છે તેઓને પકડીને મહિનો દિવસ સુધી જેલમાં પુરવામાં આવ્યા અને અઠવાડિયા સુધી એકાંત કેદની સજા કરવામાં આવી મને કોઈ કહેશે કે આવા આબરૂદાર સદ્‌ગૃહસ્થને આટલી હદ સુધી અપમાન કરવાનું શું કારણ હતું? તેને પકડવાનાજ શું કારણ હતા તે કોઈ કહી શકશે ખરૂં કે? આ ગૃહસ્થે જો કાંઈ અપરાધ કર્યો હોય તો તે એ હતો કે 'ટ્રીબ્યુન' પત્રના એક ટ્રસ્ટી તરીકે તેઓ કામ કરતા હતા 'ટ્રીબ્યુન' પોતાની સ્વતંત્ર ટીકાઓથી અમલદારોની અને વિશેષે કરીને પંજાબ સરકારના વડાની ઇતરાજી વ્હોરી લીધી હતી એક વર્તમાન પત્ર કે જેના લેખો હિન્દીઓના ધારવા પ્રમાણે ઘણીજ સાવચેતીથી લખાય છે તેના ટ્રસ્ટી થવાના ગુન્હાને લીધે એક આબરૂદાર બેરીસ્ટર અને માજી મીન્ટો પ્રોફેસરને આટલી હદ સુધી અપમાન કરવામાં આવ્યું. આ સદ્‌ગૃહસ્થ અને તેમની સ્ત્રીને કરવામાં આવેલા અપમાનનું તેમજ તેઓએ વેઠેલી હાડમારીનું વર્ણન મેં જેમ સાંભળ્યું છે તેમ તેઓને મ્હોઢેથીજ આ કાઉન્સિલે સાંભળવું જોઇએ! એ બનવાનું શું કારણ હતું? ત્યાર પછી એક ગર્વનર જનરલે ધતવનારા શરાફ અને લાહોરના મ્યુ. કમિશનર રાય સાહેબ ગો. રામપ્રસાદને એપ્રિલ મહિનામાં પકડી, હાથકડી નાખી ત્રણ માઇલને અંતરે આવેલી જેલમાં લઈ જઈ, એકાંત કેદ કરવામાં આવ્યા અને કેટલાક અઠવાડિયા પછી તપાસ કર્યા સિવાય તેઓને મુક્ત કીધા. શું ઓનરેબલ હોમ મેમ્બર એમ કહેવા માગે છે કે આ કાઉ-

નિયમમાં બેઠેલા છે તેવા આબરૂદાર સદ્ગૃહસ્થો પર અવર્ણનીય અત્યાચારો કરનાર અમલદારોને રક્ષણ આપવા આ કાયદો ઘડવો? આવા કૃત્યો સામે ઓના॰ હોમ મેમ્બર અમલદારોને માફી અપાવવા માગે છે? મારા નામદાર, કહેવાનું તો ઘણું છે પરતુ કાઉન્સિલનો અમુલ્ય વખત હું લેવા માંગતો નથી પરતુ સભાસદો આ બીલને કબુલાત આપે તે પહેલાં નિયમોની તપાસની આવશ્યકતા પર હુ આપનુ ધ્યાન ખેંચુ છુ મારા નામદાર હવે હુ અમૃતસરનો એક દાખલો રજુ કરીશ કેદારનાથ નામના ૬૦ વર્ષના એક રીટાયર્ડ સીવીલ સરજ્યનને પકડી, હાથકડી પહેરાવી, એક આદમી રહી શકે તેવી નાની જગ્યામા બીજા બે કેદીઓ સાથે પખવાડીયા સુધી એકાત રાખવામા આવ્યા અને તપાસ વિના છોડી દેવામા આવ્યા. લાહોરના ઘરો અને દુકાનો પર લશ્કરી કાયદાને લગતી નોટીસો ચોટાડવામા આવી હતી અને તેમા રહેનારાઓને ફરમાવવામા આવ્યુ હતું કે જો નોટીસોને નુકસાન કરવામા આવશે, અગર ઉખેડી નાખવામાં આવશે અથવા ફાડવામા આવશે તો લશ્કરી કાયદાની રૂયે તમને સખત શિક્ષા થશે મારા નામદાર, •મીરતાજદીન બેરીસ્ટરની સ્ત્રી કે જેઓ એક યુરોપીઅન બાનુ છે તેણીએ જાતે મને જણાવ્યુ છે કે મારા ઘર ઉપર ચોટાડવામા આવેલી નોટીસ ઉપર મારે દેખરેખ રાખવી પડી હતી કારણ કે યુરોપીઅન સ્ત્રી હોવા છતા પણ મને જણાવવામા આવ્યુ હતુ કે એ જાહેરનામુ ઉખેડી અથવા ફાડી નાખવામા આવશે તો મારે અને મારા ધણીને મુશીબતમા ઉતરવુ પડશે આવા આબરૂદાર પુરૂષોનું અપમાન કરી તેમને હાડમારી વેઠાવવાની શુ જરૂર હતી તે કોઇ જણાવશે તો હું અત્યત ખુશ થઇશ

## વિદ્યાર્થીઓને શિક્ષા.

હવે વિદ્યાર્થીઓ તરફ કેવી વર્તણુક ચલાવવામા આવી તે તરફ હુ કાઉન્સિલનું ધ્યાન ખચીશ લાહોરના વિદ્યાર્થીઓને તો હદ બહાર સતાવવામા આવ્યા છે,પરતુ તે પ્રમાણે કરવુ શુ સુલેહશાંતિ જાળવવા માટે જરૂરનુ હતુ? લાહોરની દયાનદ ઍંગ્લો વેદિક કોલેજ, દયાલસિંગ કોલેજ તેમજ મેડીકલ કોલેજના સર્વ વિદ્યાર્થીઓને લશ્કરી અમલદારો આગળ દરરોજ ૯. ૮રી આપવાની ફરજ પાડવામા આવી હતી. જે વખતે

તેઓને તડકામાં ઉભા રાખી તેઓની સામે બંદુકો તાકવામાં આવતી હતી અને આ રીત તેઓની પરિક્ષા અગાઉ ત્રણ અઠવાડીયા સુધી ચાલુ રાખવામાં આવી.

કિંગ એડવર્ડ મેડિકલ કોલેજના સંબંધમાં તો વિદ્યાર્થીઓને હાજરી આપવા સારૂ સુર્યના સખ્ત તાપમાં અહર્નિશ ૧૬ માઇલ ચાલવું પડતું હતું. આ પ્રમાણે થવાથી રસ્તે જતાં અથવા હાજરી આપતાં અથવા પાછા ફરતાં કેટલાક વિદ્યાર્થીઓને મુર્છા આવી અને તેથી ત્યાર બાદ હાજરી માટે નજદીકની જગ્યા પસંદ કરવામાં આવી. આ ઉપરાંત મારા નામદાર, લશ્કરી સત્તાના કારોબારીઓએ લાહોરની કેટલીક કોલેજોના પ્રીન્સીપલોને એવી ફરજ પાડી કે કોઇ પણ પ્રકારના ગુન્હાના પુરાવાની તપાસ કર્યા વિના વિદ્યાર્થીઓની અમુક સંખ્યાને સખ્ત શિક્ષા કરવી.- આથી કેટલાકોને કોલેજોમાંથી કાઢી મુકવામાં આવ્યા, કેટલાકોને અમુક મુદત સુધી કોલેજોમાં આવવાનો પ્રતિબંધ કરવામાં આવ્યો, કેટલાકોને નીચા વર્ગમાં ઉતારી પાડવામાં આવ્યા અને આ પ્રમાણે હજારેક વિદ્યાર્થીઓને અન્યાય કરવામાં આવ્યો. શાંતિ જાળવવા માટે આવી શિક્ષા કરવાનું શું કારણ હતું ?

લશ્કરી કાયદાના છેવટના અમલ વખતે જ્યારે અમલદારો સમક્ષ કેસો ચલાવવામાં આવ્યા ત્યારે વખતના અભાવનું બ્હાનું કાઢી બચાવ તરફના સાક્ષીઓ હાજર હોવા છતાં પણ તેઓની જુબાની લીધા સિવાય એમને એમ સજાઓ કરવામાં આવી. દાખલા તરીકે હરીઝાબાદના વકીલો લાલા ગુરદાસરામ અને લાલા શીવરામને મી૦ વેરોએ બબ્બે વર્ષની એ પ્રમાણે સખ્ત મજુરીની શિક્ષા કરી. એવું જણાવવામાં આવે છે કે દોલતરામના ૧૭ વર્ષના પુત્ર રામલોકને ૨૫ મીએ પકડવામાં આવ્યો અને તેને ત્રણ અઠવાડીયા સુધી જેલમાં રાખી પુરાવાના અભાવે છોડી મુકવામાં આવ્યો. તેના છુટયા પછી થોડેક દિવસે રામદત્તા નામના એક આદમીના બચાવના સાક્ષી તરીકે દોલતરામ હાજર થયા અને જણાવ્યું કે પોલીસોએ રામદત્તને એપ્રુવર થવાનું કહ્યું હતું જેમ કરવાની તેણે ના પાડી હતી. આ પ્રમાણે જુબાની આપવાથી તેના પુત્રને બીજેજ દિવસે ફરીથી પકડવામાં આવ્યો અને જે ગુન્હા માટે તેને પહેલા પકડી છોડી દેવામાં

આવ્યો હતો તેજ ગુન્હા માટે તેની સામું કામ ચલાવવામાં આવ્યું. રામલીકના તપાસના દિવસ માટે ૯ મી અને ૧૦ મી જુન નક્કી કરવામાં આવ્યા પણ ૯ મી જુનની મધરાતથી લશ્કરી કાયદો બંધ થવાનો હોવાથી આરોપી તથા તેના બાપને ખબર આપ્યા સિવાય તપાસ માટે પાંચમી જુનનો દિવસ મુકરર કરવામાં આવ્યો. આરોપી સામું તપાસ શરૂ થઈ પણ તેને બચાવ કરવાની તક આપ્યા સિવાય ઇન્ડિઅન પીનલ કોડની ૧૪૭, ૪૨૬ અને ૫૦૬ કલમના ગુન્હા કરવા માટે મી૦ હોલ્ડલે એક વર્ષ અને સાત મહિનાની સખ્ત મજુરીની કેદની શિક્ષા ફરમાવી.

મારા નામદાર, મને ખબર મળી છે કે લીલાપુરમાં ભગવાનસિંગ નામના એક માંસ વેચનારને ૬ ઠી જુને પકડીને માર્શીઅલ લૉની સંક્ષિપ્ત કોર્ટ સમક્ષ ૭ મીએ ખડો કરવામાં આવ્યો; આઠમી તારીખે કામ ચાલ્યું અને થોડો પુરાવો લઇ કેસ મુલતવી રાખવામાં આવ્યો. પરંતુ ૯ મીની મધરાતથી લશ્કરી કાયદો ખેંચી લેવામાં આવવાનો હોવાથી કેદીના વકીલને હાજર રહેવાની તક આપ્યા વિના, તેજ રાત્રે ૧૧ વાગે કેસ પાછો શરૂ કરવામાં આવ્યો અને ગુન્હેગારને ત્રણ મહિનાની સખ્ત મજુરીની શિક્ષા કરવામાં આવી.

## 'સંક્ષિપ્ત' ચુકાદા અને ન્યાય.

એમ પણ કહેવામાં આવે છે, નામદાર, કે લૉ કમિશનરોએ ચલાવેલા કેટલાક કેસોમાં ભારે સજાએ કરવામાં આવી તે છતાં પણ સરકાર તેમજ બચાવ પક્ષના પુરાવા અને ચુકાદાની નોંધ પણ લેવામાં આવી નથી. દાખલા તરીકે તાજ વિરૂદ્ધ ઝલાનો કેસ હું રજુ કરીશ. ૨૬ મી એપ્રિલે દલીનના પ્રમુખપણા નીચે બનેલા કમિશને ૧૨૪ મી એ કલમ પ્રમાણે એને ગુન્હેગાર ઠેરવી જીંદગી પર્યંત કાળા પાણીની સજા કરી. અને એજ પ્રમાણે મી૦ જસ્ટીસ લેસ્લીના પ્રમુખપણા નીચે બેઠેલા કમિશને અમૃતસરના હંસરાજ તેમજ હરિરામને ૪૧૨ મી કલમ પ્રમાણે ગુન્હેગાર ઠેરવી દરેકને સાત વર્ષ સખ્ત મજુરી સાથે શિક્ષા કરી. મારા નામદાર, એમ કહેવામાં આવે છે કે કેટલાક કેસોમાં બચાવ પક્ષના બહારના સાક્ષીઓને બોલાવવા દેવામાં આવ્યા ન હતા અને ફક્ત સવાલો પુછીને કામ ચલાવી લેવામાં આવ્યું હતું. કેટલાક કીસ્સાઓમાં તો આરો

વળી ઉઘાડી છત્રી લઈ ફરતાં હિન્દીઓએ સાહેબના દર્શન થતાંજ છત્રી બંધ કરી નીચી વાળી દેવી.

## ચિત્ર-દહન.

નામદાર, મેં જે વિગતો રજુ કરી છે તે અમુક જગ્યાઓમાં અને અમુક દાખલાઓમાં બની છે એમ નથી અને એ સર્વેને ભુલાવે એવો બનાવ તો રામનગરમાં બન્યો છે. રામનગરમાં અધુના પર્યંત નહિ ઈચ્છવા યોગ્ય કમનસીબ બનાવ કદાપિ બન્યો નથી. જ્યારે મી૦ ગાંધીના પકડાવાની ખબર ત્યાં ફેલાઈ ત્યારે થોડાક છોકરાઓ નદીએ ન્હાવા ગયા અને શોક પાળ્યો. એ સિવાય કાંઇ પણ કરવામાં આવ્યું ન હતું.

ઑન૦ સર વીલીઅમ વીન્સેન્ટઃ—જ્યાં નામદાર શહેનશાહનું ચિત્ર બાળી નાંખવામાં આવ્યું હતું તેજ રામનગર ને !

ઑન૦ મી૦ માલવીયાઃ—એમ કહેવાય છે, ખરૂં. પરંતુ એ વિગત અસત્ય છે.

ઑન૦ સર વીલીઅમ વીન્સેન્ટઃ—નામદાર, હું ફક્ત એટલું જાણવાજ માગતો હતો.

ઑન૦ મી૦ માલવીયાઃ—નામદાર, મારા મિત્ર ધારે છે, કે આ બાબત અહિં જણાવી પોતે ઉપયોગી મુદ્દો રજુ કરે છે. નામદાર વીન્સેન્ટ ધરાવે છે તેના કરતાં શહેનશાહ તરફ હું કાંઇ ઓછુ માન ધરાવતો નથી પરંતુ આપ નામદારને તેમજ કાઉન્સિલને બતાવવા માંગું છુ કે આ એક બિલકુલ જાહેર્ણ ઉભું કરવામા આવ્યુ છે અને સઘળી સર્વ બીનાઓ તપાસતાં જણાય છે કે જે જે શિક્ષાઓ કરવામાં આવી છે તે તદ્દન અયોગ્ય છે. મારા નામદાર, તા૦ ૧૫ મીએ મહાત્મા ગાંધી પકડાવાના સમાચાર મળવાથી રામનગરના થોડાક છોકરાઓ એકત્ર થયા અને પોતાનો શોક અને દિલગીરી દર્શાવવા નદીમાં સ્નાન કરવા ગયા. એ દિવસ શાન્તિમાં પસાર થયો અને એમ પણ જાહેર કરવામાં આવ્યું છે કે રામનગરમાં તદ્દન શાંતિ હતી પરંતુ આ બનાવ બન્યા બાદ ડે૦ કમિશનર કર્નલ ઓબ્રાયનનું ત્યાં જવુ થયું. તેણે રેવન્યુ એસીસ્ટન્ટને કેટલીક સુચનાઓ ... રામનગરના શહેરીઓની એક સભા બોલાવવામાં આવી અને

તેમાંથી ચાર અગ્રેસરોને પકડવામાં આવ્યા. વળી ત્યાર બાદ ૧૨ મી કે ૨૮ મી મેએ બીજા ૨૩ ને પકડીને દમડાટી કરવામાં આવી. ત્યાર બાદ એક બીજા શખસને પકડવામાં આવ્યો એટલે સંખ્યા ૨૮ ની થઇ તેઓની સામે શહેનશાહનું ચિત્ર બાળી નાંખવાનો આરોપ મુકવામાં આવ્યો છે. નામદાર, હું આપ સમક્ષ ચુકાદો વાંચી સંભળાવીશઃ—

" હિન્દુઓના એક ટોળાએ કે જેમાં ૨૮ ગુન્હેગારો હતા તેઓએ રામનગરની બાજુમાં ચીનાબના કિનારા આગળ નામદાર શહેનશાહનું ચિત્ર બાળી મુકયું હતુ, અને એ બનાવ ભગવાનદાસ, કપુરચંદ અને બરકત-અલીએ નજરોનજર નિહાળ્યો હતો. હરિસિંગ ગ્નાની આ ટોળાનો અગ્રે-સર હતો અને તેણે ચિતા ઉપર ના૦ શહેનશાહની છબી મુકી તે બાળી દઈ મરણની બુમો પડાવતો હતો, બીજાઓ તે પ્રમાણેજ અનુકરણ કરીને બુમો પાડતા હતા. " રોલેટ બીલ, કાલા બીલ માર્યા " એ પ્રમાણે તેઓ બોલતા હતા ( અને નામદાર શહેનશાહ માટે પણ અપમાન ભરેલા શબ્દો ઉચરતા હતા ) રાઉલેટ એક્ટ કાળો એકટ મરી ગયો છે એમ પણ બરાડા મારતા હતા. ત્યાર બાદ નદીમાં હરિસિંગે રાખ નાંખી અને શરીર પવિત્ર કરવાને માટે ઘણા લોકોએ સ્નાન કીધું. એક હિન્દુ અને બીજા કેટલાક મુસલમાનોએ જુબાનીમાં જણાવ્યુ છે કે હરિસિંગ ગ્નાની, દોલતરામ, બાલમુકુંદ, કરમચંદ અને ગોવિંદસહાયે ૧૫ મીએ હડતાલ પાડવાની ગોઠ-વણ કરી અને નદી આગળ એક સભામાં બધા હિન્દુઓને બોલાવ્યા. પાછા ફરતી વખતે હરિસિંગ શહેરમાં અગાડી ચાલી ' રાઉલેટ બીલ કાળા બીલ મરી ગયા ' એ પ્રમાણે બુમો પડાવતો હતો અને ના૦ શહેનશાહ માટે અપમાન ભરેલા શબ્દો ઉચરતો હતો. આ ટોળામાં લગભગ ૨૦૦ પુરૂષો હતા પરંતુ મુખ્ય ત્રણ સાક્ષીઓએ તો ૨૮ આસામીઓના નામો આપેલા છે. બીજા કેટલાકોના પણ નામ દેવામાં આવ્યા હતા પરંતુ તેઓ સપ્રમાણ પુરવાર નહિ થવાથી છોડી દેવામાં આવ્યા છે. જે સાક્ષીઓએ ટોળાને પાછા ફરતા જોયું હતું તેઓએ પણ ગુન્હેગારો ઓળખાવ્યા હતા જોકે તેમાંના એક બે શંકા ભરેલા છે.

આરોપીઓ ગુન્હાનો ઇન્કાર કરે છે. બધા આરોપીઓ જણાવે છે કે સાક્ષીઓ સારી ચાલના નથી અથવા તેઓ એમ પુરવાર કરે છે કે

પીએ શું ગુન્હો કર્યો હતો તે પણ દર્શાવવામાં આવ્યું ન હતું. લીલાપુ ડિસ્ટ્રીકટના ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ મી૦ એ. એલ. હોઇલે ૨૬ મી તારીં આપેલા ચુકાદાના હુકમની મારી પાસે આ એક નકલ છે એમાં નીચે પ્રમાણે જણાવવામાં આવ્યું છે:—

ચુકાદો—સર્વને ગુન્હેગાર ઠેરવવામાં આવ્યા છે.

નસીઅત—નં૦ ૧ ના આરોપી બચન્તરામને ૨ વર્ષ સખ્ત-મજુરી સાથે કેદ.

નં૦ ૨ ના આરોપી ચરણદાસને ૯ મહિના સખ્ત મજુરી સાથે કેદ.




નં૦ ૩ ના આરોપી જવંદરરામ ૯ મહિના સખ્ત મજુરી સાથે કેદ.

નં૦ ૪ ના આરોપી ભગતસિંગ ૬ મહિના સખ્ત મજુરી સાથે કેદ.

(સહિ.) એ. એલ. હોઇલ.
સંક્ષિપ્ત ચુકાદાની અદાલત.

મારા નામદાર, આ પ્રમાણે લોકોના માન અને સ્વતંત્રતાપર પાણી ફેરવવામાં આવ્યું છે. શું આવા કૃત્યોમાંથી મુક્તિ આપવી જોઇએ? એજ લીલાપુર ડીસ્ટ્રીકટના ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ મી૦ એ. એલ. હોઇલે ૨૮ મી મેએ આપેલા હુકમની ચુકાદા સાથેની એક બીજી નકલ મારી પાસે છે. તેમા જણાવવામાં આવ્યું છે કે:—

ચુકાદો:—

નંબર ૧ થી ૧૨ સુધીના આરોપીઓને ૧૪૭ મી કલમ પ્રમાણે બળવો કરવા માટે, તેમજ ટેલીગ્રાફ એકટની ૨૫ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવામાં આવે છે.

નંબર ૧૩–૧૪ અને ૧૬ ના આરોપી ૧૪૭ મી કલમ મુજબ ગુન્હેગાર ઠરે છે.

નંબર ૧૫–૧૭ અને ૧૮ શંકા ભરેલા કેસો છે.

સીઅતોઃ—ગુન્હેગાર સીતારામ (૧) ને દરેક ગુન્હા માટે બે વર્ષ કેદ સખ્ત મજુરી સાથે.

રામદત્તને બળવો કરવા માટે ૭ મહિના કેદ સખ્ત મજુરી સાથે અને ટેલીગ્રાફ એક્ટની ૨૫ મી કલમના ગુન્હા માટે ૧૮ મહિના કેદ સખ્ત મજુરી સાથે.

અમરનાથ, કેસરમોલ, જ્ઞાનચંદ, અમરનાથ (૬) અમ્બારામ, કકારામ, હરિચંદ, દિવાનચંદ, ગિરધારી, સીતારામ (૧૨) એ સર્વને ટેલીગ્રાફ એક્ટની ૨૫ મી કેલમના ગુન્હા માટે ૭ મહિના સખ્ત મજુરી સાથે કેદ. સજા એક પછી એક અમલમાં આવશે.

કેસરસિંગ, તેજસિંગ અને ભાગસિંગને ૩ મહિના સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા.

નંદસિંગ, બલવંતસિંગ ને જયમલસિંગને છોડી મુકવામાં આવે છે.

મારા નામદાર, આપણા બંધુઓના માન અને સ્વતંત્રતા ઉપર તરાપ મારવાની આ તે રીત કહેવાય કે ?

હવે નામદાર, હું બીજી જાતના કેસો તરફ આપનું લક્ષ ખેચીશ. કેટલાક જીલ્લાઓમાં એવા હુકમ કાઢવામાં આવ્યો હતો કે દરેક હિન્દીએ રસ્તામાં મળતા યુરોપીઅનોને સલામ કરવી. કેટલાક જીલ્લાઓમાં તો આ પ્રમાણે યુરોપીઅનોને સલામ નહિ કરવાથી કેટલાક હિન્દીઓને ફટકાની કે બીજી એવીજ સજાઓ પણ કરવામાં આવી છે. અકલગઢના અહોરા જ્ઞાતિના દેવદત્તામાલનો પુત્ર ગોપાલદાસ કે જે ટેલીગ્રાફ કલાર્ક તરીકે કામ કરતો હતો તેને આ પ્રમાણે પોતાના અમલદારને તાર આપતી વખતે સલામ નહિ કરવાથી પકડવામાં આવ્યો અને જેલમાં પાંચ ફટકા લગાવવામાં આવ્યા જો કે તેણે જણાવ્યું હતું કે મેં સલામ કરી હતી અને ફરીથી કરવાને ખુશી પણ હતો. શાંતિ જાળવવા માટે આ પ્રકારની શિક્ષાની શું જરૂર હતી ? લશ્કરી કાયદાના અમલવાળા કેટલાક જીલ્લાઓમાં એવા હુકમો કાઢવામાં આવ્યા હતા કે ગાડીમાં અથવા ઘોડા ઉપર ફરતા દરેક હિન્દીએ રસ્તામાં યુરોપીઅન મળતાંજ નીચે ઉતરી જવું અને

તેઓ તે દિવસે ત્યાં હાજર નહોતા. બચાવના સર્વે સાક્ષીઓએ તોફાન દરમ્યાન ગેરહાજર હતા એમ પુરવાર કરવાને બનતો પ્રયાસ કરે છે એ ઉપરથી સિદ્ધ થાય છે કે આ બનાવ બન્યો હોવો જોઇએ.

* * * *

બચાવના સાક્ષીઓમાંથી બાલમુકુંદ એમ પુરવાર કરવા માંગે છે કે તે ગુજરાનવાલામાં હતો અને ગુન્હાની જગ્યાએ ગેરહાજર હતો. તે પોતે જણાવે છે કે ૧૫ મીએ ૧૧ા વાગા સુધી હું ત્યાંજ હતો.

* * * *

બીજા સાક્ષીઓ જણાવે છે કે અમને બાલમુકુંદ રસ્તામાં મળ્યો હતો. પરંતુ ઉલટ તપાસમાં પુછી શકાય તેવી તકરારોમાં તેઓ ઉતરતા નથી. ખરૂં જોતા તો એમ જણાય છે કે ૧૫ મીએ બપોરે બાલમુકુન્દ ગુજરાનવાળા છોડીને રામનગરથી ત્રણ માઇલ દૂર આવેલા મન્ચોર શહેરમાં હતો.

* * * *

આ ઉપરથી ચોક્કસ સિદ્ધ થાય છે કે નામદાર શહેનશાહને એટલે તેમના ચિત્રને બાળવાનો બનાવ બન્યો હતો. હડતાળ પાડવામાં આવી હતી અને લોકો સ્નાનાર્થે નદી પર ગયા હતા. જો કે બચાવના સાક્ષીઓ જણાવે છે કે હડતાળ પાડવામાં આવી નહોતી પરંતુ આથી પણ ગંભીર બનાવ બન્યો હતો તેમજ સાક્ષીઓ તે જગ્યાએ ગેરહાજર હતા એજ બચાવ લાવવાથી હડતાળ પડી હતી નહિ એમ પુરવાર થઇ શકતું નથી. હરિસિંગે લોકોની તાળીઓ વચ્ચે શહેનશાહનું ચિત્ર બાળ્યું તેને માટે જોઇએ તેટલો પુરાવો છે. બે હિન્દુઓ અને એક મુસલમાન આ વાતની સાબીતી કરે છે તેમજ જણાવે છે કે રાખને નદીમાં નાંખવામાં આવી હતી તેમજ હિન્દુઓએ દેહ પાવન કર્યું હતું. બીજા સાક્ષીઓ જણાવે છે કે રોણું પાછું ફરતી વખતે હરિસિંગના કહેવા પ્રમાણે 'રાઉલેટ બીલ, કાળા બીલ મર્યું છે' બુમ મારતું હતું. આ બનાવની એક અઠવાડીઆ સુધી ખબર પડી નહોતી અને કેટલોક વખત દરમ્યાન તેની તપાસ પણ થઇ નહોતી પણ તેનું કારણ એ હતું કે બીજે કેટલેક સ્થળે થએલા અત્યાચારને લીધે અમલદારો ઘણા કામમાં રોકાયા હતા. આ કાંઇ બના

વટી વાત છે નહિ. હું ધારૂં છું કે કેસ બરોબર પુરવાર થયો છે અને તાજ તરફથી સાબિત કરવામાં આવ્યું છે કે ૨૮ ગુન્હેગારોએ તેમાં ભાગ લીધો હતો.

* * * *

ગુન્હો એટલો તો ગંભીર પ્રકારનો છે કે ગુન્હેગારોને ખાસ ત્રિબ્યુનલ સમક્ષ મોકલવામાં આવ્યા નથી તે માટે તેઓએ પોતાને ભાગ્યશાળી માનવા જોઇએ. આ કારણને લીધે વધારેમાં વધારે સજા કરવી ઇષ્ટ થઈ પડશે, વળી ઘણાખરા ગુન્હેગારો માલદાર હોવાથી ભારે દંડોની શિક્ષા યોગ્ય થઈ પડશે. તેથી હું નીચે પ્રમાણે સજા ફરમાવું છું:—

(૧) દોલતરામ; (૨) બાલમુકુંદ; (૩) કરમચંદ; (૪) ગોવિંદસહાઇ; (૫) હરિસિંગ. એ દરેકને બબ્બે વર્ષ સખ્ત કેદ જેમાંથી ત્રણ મહિના એકાંત કેદ તરીકે રાખવા, અને એ ઉપરાંત ૧૦૦૦ રૂ. નો દરેકે દંડ ભરવો. નહિ તો તેને બદલે છ મહિના સખ્ત કેદની વધુ સજા ભોગવવી.

તદ્દન જુઠાણું.

નામદાર, ૨૮ ગુન્હેગારોની તપાસ થોડાક કલાકમાંજ ખતમ કરવામાં આવી. તેઓ તો જણાવે છે કે જો યોગ્ય તપાસ ચાલી હોત તો આ વાત બનાવટી છે એમ ચોકકસ પુરવાર થાત. વળી તેઓ જણાવે છે કે રાજાનું ચિત્ર કદાપિ પણ તેઓએ બાળ્યુ ઉજ નહિ. ચુકાદામાં જણાવ્યા મુજબ આ લોકો પૈસાદાર છે અને તે કારણને લીધે આવી સખ્ત શિક્ષા તેમજ ભારી દંડ કરવામાં આવ્યો છે. ભારી દંડની વાત બાજુએ મુકતાં જે સખ્ત શિક્ષા ફરમાવવામાં આવી છે તે કાંઇ ન્હાનીસુની વાત નથી. આવા આબરૂદાર લોકોને આવું ખરાબ અને મૂર્ખાઇભરેલા તોફાન કરવાનું કાંઇ કારણ ન્હોતું અને સંક્ષિપ્ત કોર્ટોમાં તેઓનો ન્યાય કરી, પોતાની નિર્દોષતા પુરવાર કરવાની તક આપવામાં આવી નથી એ એક ગંભીર બીના છે. નામદાર, મારે જણાવવું જોઇએ કે ટ્રીબ્યુનલમાં અપીલ કરવાની તક આપ્યા સિવાય અને ગુન્હેગારોનો યોગ્ય બચાવ કરવા દેવા સિવાય ધારાસભા આવી શિક્ષાઓને મંજુરી આપે તેથી વધારે ખોટું કાર્ય બીજું કયું હોઇ શકે ?

'મારા નામદાર, આથી વધારે દાખલા રજુ કરવાની મારી ઇચ્છા નથી. કાઉન્સિલ સમક્ષ આવા પ્રકારનું બીલ પસાર કરવામાં આવે ત્યાર પહેલાં આ કમનસીબ બનાવો પૂરવાર કરી તેમાં કેટલું સત્ય છે તે સાબીત કરવાની કેટલી આવશ્યકતા છે તે વિષે હું ધારૂં છું કે મેં પુરતું વિવેચન કર્યું છે. મેં પહેલેથી જણાવ્યું છે તે મુજબ મુક્તિનો ખરડો પસાર કરતી વખતે બે મુદ્દાઓ ધ્યાનમાં રાખવાના છે. પહેલું તો એ કે શહેનશાહ સામે ખુલ્લો બળવો અથવા યુદ્ધ થવું જોઇએ અને તે દબાવી દેવાની જરૂર હોવી જોઇએ અને બીજું એ કે બળવો દબાવી દેવાની જરૂર હોય તે છતાં પણ જે જે પગલાં ભરવામાં આવ્યા હોય તે ન્યાય યુક્ત છે એટલુંજ નહિ પણ પ્રજાની શાંતિ માટે તે ઘણા આવશ્યક હતા તે પણ બતાવવું જોઇએ અને ત્યાર પછી અમલદારોને મુક્તિ આપવી જોઇએ. મારા નામદાર, મારે જણાવવું જોઇએ કે એ પ્રમાણે કરવામાં આવ્યું નથી. હોમ મેમ્બરે જણાવ્યું છે કે માર્શીઅલ લૉ દાખલ કરવો જરૂરી હતો કે નહિ તે તો તપાસ કરનારી કમિટિ નકકી કરશે. તેણે તો વળી કહ્યું કે "આગળ વધો, માર્શીઅલ લૉ જાહેર થયો છે તે ધારી લ્યો. અને હવે હું આ વખતે અમુક કાર્યો કરવાનો જેમને હુકમ કરવામાં આવ્યો હતો તેઓની દયાજનક સ્થિતિનો વિચાર કરવાનું હું આપને જણાવું છું. ૧૪ મી એપ્રિલના ઠરાવ પ્રમાણે આ બીલને ટેકો આપવાનું હમે વચન પણ આપ્યું હતું. હમારા વચન ઉપર વિશ્વાસ રાખનારાઓને રક્ષણ આપવા હમે બંધાયા છીએ." મારા નામદાર, તમે તેમને ખાત્રી આપવામા સાચા ન હતા તો તે ખાત્રી તેઓને રક્ષણ આપી શકશે નહિ. માર્શીઅલ લૉ જરૂરી હતો કે નહિ તે તપાસ કરનારી કમિટિ નકકી કરશે તેમ જણાવ્યા પણ આ બીલ પાસ કરવાનુ હમને જણાવવામાં આવે છે. અને એ આ કાઉન્સિલ ઘણીજ વિપરિત સ્થિતિમાં મુકાય છે. જો આ બીલ ર કરવામાં આવે તો લાહોર અને અમૃતસરમાં ખુલ્લો બળવો હતો કે નહિ એ વિષેના કમિટિના નિર્ણયનો શું ઉપયોગ ?

મેં ઉપર જણાવ્યું છે તેમ અર્લ ઓફ હોલ્સબરીએ જણાવ્યું છે કે શાંતિના સમયમા પ્રજાની તપાસ લશ્કરી કાયદાની રૂયે થઇ શકે નહિ. પરંતુ જ્યારે ખરેખરૂં યુદ્ધ જાગે અથવા બળવો કરવામાં આવે ત્યારે અમલદારો તે પરિસ્થિતિમાં શાંતિ સ્થાપવા માટે આવશ્યક હોય તેટલો બળપ્રયોગ કરી

રીક. એટલા માટે લશ્કરી કાયદો જાહેર કરવો વ્યાજબી ગણાય એવી વસ્તુ સ્થિતિ ઉપસ્થિત થઈ હતી કે કેમ તેનો નિર્ણય કરવાનો છે. એ સંબંધી નિર્ણય કીધા વિના બીલ સંબંધી વિચાર થઈ શકે નહિ. જો આપ એમ ધારતા હોય કે તપાસ કરનારી કમિટિ ઉપર આ મહત્વની બાબતનો નિર્ણય કરવાનું કામ છોડી દેવાની તમારી ફરજ છે તો હું કહું છું કે "સબુર કરો, આ બીલ હાલ મુલતવી રાખો." તપાસના પરિણામની રાહ જુઓ. ખરી હકીકત શું છે તે તારવી કાઢવા દો અને તે તારી કાઢ્યા પછી જ્યાં જ્યાં જરૂરી હોય ત્યાં ત્યાં શુદ્ધ બુદ્ધિથી કરેલા કાર્યો માટે અમલદારોને મુક્તિ આપો લશ્કરી કાયદો ન્યાયયુક્ત ગણાય એવી પરિસ્થિતિમાં સારી નિષ્ઠાથી કરેલાં કાર્યોના પરિણામો સામે અમલદારોને અથવા તેમની આજ્ઞાથી કામ કરતા માણસોનું રક્ષણ કરવામાં આવે તે વિરૂદ્ધ કોઈ ડાહ્યો માણસ એક પળ પણ વાંધો ઉઠાવી શકે નહિ પરંતુ લશ્કરી કાયદાનું અસ્તિત્વ જ્યાં ન્યાયયુક્ત નહિ હોય અને ખાસ કારણ વિના તે જાહેર કરવામાં આવ્યો હોય ત્યાં તો જે અમલદારોએ પોતાના બંધુઓ સામે અમુક પગલાં ભર્યા હોય તેઓની તપાસ દેશની સાધારણ અદાલતો મારફતે થવી જોઇએ અને તે અદાલતોએ ન્યાયના ધોરણે ચાલી યોગ્ય ચુકાદો આપવો જોઇએ.

મારા નામદાર, ઓન૦ હોમ મેમ્બરે કહ્યું છે કે તેઓ કમિટિની તપાસ પર પક્ષપાતી કરવા માંગતા નથી પરંતુ મારે દિલગીરી પૂર્વક કહેવું પડે છે કે તેમની તેવી ઇચ્છા ન હોય તે છતાં તેમના ભાષણથી આ કાઉન્સિલની બહાર તેમજ ઇગ્લાંડમાં એક અસર થશે. તેમના ભાષણ ઉપરથી તો એમજ માલમ પડે છે કે તેમનો ઇરાદો તપાસની કમિટિના ઉપર પક્ષપાતીની અસર કરવાનો હતો. નામદાર મેમ્બરે ગર્ભિત રીતે દર્શાવ્યું છે કે "વિગતો ઉપર ચર્ચા કરવા હું ઇચ્છતો નથી. એ કામ તપાસ કરનારી કામિટિનું છે. પરંતુ શુદ્ધ બુદ્ધિથી કરેલા કામો માટે તપાસ કરનારી કમિટિ કોઇને પણ ઠપકો આપશે નહિ." મારા નામદાર, આ શું સૂચવે છે? આ પ્રશ્નને અત્યારથી શા માટે ખડો કરવામાં આવે છે? જ્યારે આપ જણાવો છો કે તપાસ કરનારી કમિટિ અમલદારોને અમુક કાર્યને માટે દોષિત ઠરાવવાની નથી ત્યારે તમે કમિટિને સ્વતંત્રપણે કામ કરવા દો છો ખરા કે? કયાં તો કમિટિના નિર્ણય ઉપર એ પ્રશ્ન છોડી દો અથવા તો

તમારી સત્તાની રૂયે ખુલ્લે ખુલ્લું કહી દો કે આ કાળા કૃત્યો માટે તપાસની કાંઇ જરૂર નથી અને તે ઉપર આપ ઢાંકપીછોડો કરવા માંગો છો. અલબત્ત એ પ્રમાણે હિન્દુસ્તાનમાં આપ કરી શકશો પણ અંગ્રેજી પ્રજા અને પાર્લામેન્ટની બીક આપને તેમ કરતાં અટકાવશે. જો તેમજ હોય તો કમિટિનો નિર્ણય આવે નહિ ત્યાં સુધી હું કહું છું કે આ ખરડો મુલતવી રાખો. તપાસ કરનારી કમિટિ જો ઓન૦ હોમ મેમ્બરનું ભાષણ વાંચશે તો જરૂર તેના ઉપર પક્ષપાતી અસર થશે અને તેઓ માનશે કે એ પ્રમાણે સરકાર તરફથી સુચના કરવામાં આવી છે, કારણ કે માનનીય હોમ મેમ્બર આપના સરકારની સ્થનિ છે. ઓન૦ હોમ મેમ્બરે જે વિચારો આજે રજુ કર્યા છે તે જનસમાજની ધારણા પ્રમાણે સરકારના એક પ્રતિનિધિના મુખમાં તદ્દન અયોગ્ય ગણાય. વળી એ માનનીય સભાસદ જણાવે છે કે પ્રીવી કાઉન્સિલમાં કરવામાં આવેલી અપીલોના નિર્ણય ઉપર તેઓ પક્ષપાતી કરવા માંગતા નથી પરંતુ મારા નામદાર, જો ખરડો પસાર કરવામાં આવશે તો પ્રીવી કાઉન્સિલના નામદાર જજોને ફરીયાદ કરવાનું કારણ મળશે કારણ કે તમે એક એવું કાર્ય કરો છો કે જે કોઈ પણ શહેરી કરે નહિ અર્થાત પ્રીવી કાઉન્સિલ આ કેસોનો નિર્ણય કરે ત્યાર પહેલાં તો તેના મહત્વના અંગોપર આપ સાહેબો ચુકાદો આપી પણ દો છો.

મારા નામદાર, મારે સ્પષ્ટ રીતે કહેવું જોઇએ કે પંજાબમાં બનેલા ખેદજનક બનાવોને અંગે જે વાદવિવાદ ઉભો થયો છે તે મુલતવી રાખવા માટે એક વ્યક્તિ તરીકે મેં મારાથી બનતો પ્રયાસ કર્યો છે. કેટલાક સવાલો માટે મેં ખબર પુછી હતી કારણ કે તે મળવાથી આ બીલ કદાચ મુલતવી રખાય. આ કાઉન્સિલના ઘણાખરા હિન્દી સભ્યો ઇચ્છે છે કે તપાસ કરનારી કમિટિ રીપોર્ટ રજુ કરે નહિ ત્યાં સુધી આ બીલ મુલતવી રાખવુ જોઇએ. મારા નામદાર, અમુક ચુકાદો આપવામાં આવે તે સબંધી હું ચિંતા કરતો નથી. અમુક વ્યક્તિ ગુન્હેગાર ગણાય તે માટે પણ હું ફિકર રાખતો નથી. હું તો ફક્ત ખરી હકીકતો માંગું છું. ખરી હકીકતો બહાર આવ્યા પછી જેઓ ગેરવ્યાજબી કામો માટે જવાબદાર હોય તેઓની આ દેશની કોર્ટ તેમજ ઈગ્લાંડની કોર્ટ ખબર લેવી જોઇએ. જ્યારે આપે તપાસ કરનારી કમિટિની નિમણુક કરી છે ત્યારે આ બાબતની ચર્ચા બંધ કરવીજ જોઇએ અને બળાત્કારે મારા પર ફરજ ન આવી પડી

હોત તો હું પણ તે પ્રમાણેજ કરતે. આ બીલ શા કારણે રજુ કરવામાં આવ્યું છે તે બનાવો સંબંધી મારે બોલવુંજ પડશે. જે માણસોએ અમૃતસર અને બીજી જગ્યાઓએ પોતાના પ્રાણ ખોયા છે તેમના આત્માઓ આ બીલની ચર્ચા થાય તે વખતે આ મહત્વની હકીકત આપ નામદારને જણાવવાની હમને પ્રાર્થના કરે છે. જે માણસોએ પોતાના પુત્રો ખોયા છે, જેઓએ પોતાના ભાઈઓ ગુમાવ્યા છે, જે સ્ત્રીઓએ પોતાના ભરથાર ખોયા છે અને જે જે માતાઓએ પોતાના પુત્રો ગુમાવ્યા છે તેઓ સર્વ પોતાના સગાંવ્હાલાના અકાળિક મરણ માટે શોક કરે છે અને સમગ્ર ઘટનાનો સંભાળપૂર્વક વિચાર કરવાને માટે હમને પ્રાર્થે છે. તેઓ એવો આગ્રહ કરે છે કે તેમના સંબંધમાં યોગ્ય વિચાર કરવામાં અડચણ આવે એવો કોઇ પણ નિર્ણય થવો જોઇએ નહિ તથા એવો કોઇ પણ કાયદો પસાર કરવો જોઇએ નહિ. થોડા મહિનાના વિલંબથી તેમની બાબતને કાંઈ ખરેખર બાધ આવશે એમ સરકાર કહી શકે નહિ. જો ઓન૦ હોમ મેમ્બરને એમ લાગ્યું કે જો આવો મુસદો પસાર કરવામાં આવે નહિ તો, માર્શલ લૉ કમિશન તથા માર્શલ લૉની સંક્ષિપ્ત ઇન્સાફની કોર્ટોએ જે સંખ્યાબંધ માણસોને કેદ કરીને રોકી રાખ્યા છે તે ગેરકાયદેસર ગણાય, તો સરકારે આ ખરડો વહેલો શા માટે રજુ કર્યો નહિ? આ બાબતના સંબંધમાં કામ લેવાને ધારા સભાની બેઠક વહેલી કેમ ન કરી? તેમણે આટલો બધો વખત જો પસાર થવા દીધો છે, જ્યારે જાહેર મત જો બન્યુ તે તરફ દબાણથી ધ્યાન ખેંચે છે ત્યારે હવે જો તે મને લાગ્યું કે તેમના અમલદારોનું રક્ષણ કરવા સારૂ કાયદો પસાર થવો જોઇએ, તો હુ કહું છું કે કમિટી રીપોર્ટ કરે ત્યાં સુધી થોડા મહિના થોભી જાઓ.

ખરડામાં એક એવો ઠરાવ છે કે જે ગત કાલને પણ લાગુ પડે છે. જેમને આ ખરડાની એકદમ જરૂર છે તેમને તે ઠરાવ ઉપયોગી થઇ પડશે. કારણ કે તેમ કર્યાથી કોઇ પણ અમલદારની સામે કાંઇ દાવો લાવવાથી અનિષ્ટ થાય તેનો અટકાવ થશે. હજુ સુધી કોઇ દાવો મંડાયાની મને ખબર નથી. પંજાબમાં અવર્ણનીય બ્હીક પેસી ગઈ છે. પંજાબના લોકોમાં તો એટલો બધો ત્રાસ વર્તાવવામાં આવ્યો હતો કે એવો ત્રાસ તો દેશના કોઈ પણ ભાગમાં કદી પણ વર્તાવાયો હશે નહિ. સર એડવર્ડ મેકલેગનની પંજાબમાં હાજરી હોવા છતાં એ લોકોના મન એ ભયથી

હજુ મુકત થયાં નથી. આવી વસ્તુ સ્થિતિમાં, નુકસાનીનો દાવો માંડવાની તેમની ઇચ્છા હોઈ શકે નહિ, તેમની એવી આકાંક્ષા છે કે કેમ તેની મને ખબર નથી. હાલમાં તેમની જે ઇચ્છા છે તે એ કે જે કાંઇ થયું છે તે નિઃસંદેહપણે સ્થપાવું જોઇએ. તેમને તેથી કરીને શું કરવું તેનો વિચાર કરવાને વખત મળશે. ખરેખર, કમિટીએ રીપોર્ટ કર્યા પછી, જે અમલદારોએ ગેરવ્યાજબીપણે કામો કર્યાનું જણાય તેમની સામે સરકારને યોગ્ય લાગે તે પગલાં લેવાની સરકાર પાસે આશા રાખી શકે. જે માણસોને ઇજા થઇ છે તેની સંખ્યા ઘણી મોટી છે અને તેમાંના ઘણા ગરીબ છે તો તેઓ દાદ માંગવા તથા મેળવવા શક્તિમાન થશે એવી આશા રાખી શકાય નહિ. ઑ૦ હોમ મેમ્બરે જણાવ્યું તેમ જો સરકારનું અંતઃકરણ જાગૃત થાય, જો તપાસની કમિટીની ભલામણો ઉપરથી સરકારની વિચાર બુદ્ધિ જાગૃત થાય, જો સરકાર એમ ધારે કે નામદાર શહેનશાહની સરકાર ખાતર, બ્રિટનના ભલાં નામ ખાતર, બ્રિટિશ ન્યાય ખાતર, તેમની ફરજ છે કે, જે શખસો, પછી તે હિન્દી હોય કે યુરોપિયન હોય, તોપણ અક્ષમ્ય ખોટાં કર્મોના ગુન્હેગાર હોય તેમનો ઇન્સાફ કરવો જોઇએ, ત્યારેજ માત્ર ન્યાય થવાનો સંભવ રહેશે.

સરકારે ખરડાના સંબંધમાં આગળ ચાલવું જોઇએ નહિ એ મતને આ સઘળા વિચારો ટેકો આપે છે.

ખરડાના સામાન્ય સ્વરૂપ ઉપર બોલ્યા પછી હવે હું તેના કેટલાક ઠરાવો તથા તે સંબંધી ઑ૦ હોમ મેમ્બરે કરેલી ટીકાઓ વિષે બોલીશ. ઑ૦ હોમ મેમ્બરે જણાવ્યું કે જ્યારે લશ્કરી કાયદો દાખલ કરવામાં આવે છે ત્યારે, સરકારના અમલદારોએ તાત્કાલિક પગલાં લેવા જોઇએ. તે સંજોગોમાં તેમને ગેરકાયદેસર હોય એવાં કેટલાંક કામો કરવા પડે છે પણ જ્યાં સુધી તેઓ નીતિમાં રહીને યોગ્ય કામો કરે ત્યાં સુધી તેમનું રક્ષણ કરવું જોઇએ. મેં જે કાંઈ કહ્યું છે તે ઉપરથી જણાશે કે એ વિષય હેઠળ કયા કૃત્યો આવે છે એટલે કે, જે કૃત્યો કાયદેસર નહિ છતાં યોગ્ય અને વ્યાજબી હોય એવા કયાં કૃત્યો આવે છે તે શોધી કાઢવું ઘણું અગત્યનું છે. તેણે જણાવ્યું કે માર્શલ લૉ દાખલ કર્યા પછી આવો મુક્તિનો ખરડો અનિવાર્ય છે. એક ચોક્કસ પ્રકારનો મુક્તિનો કાયદો નિશ્ચિત હોય એ હું કબૂલ કરું છું પણ આમાં બે પ્રશ્નો સમાયલા છે. કયા સંજો-

ગોમાં મુક્તિનો કાયદો પસાર કરવો જોઇએ ? અને તે કેવા પ્રકારનો હોવો જોઇએ. ઑ૦ હોમ મેમ્બરે ડાઇસીનું પ્રમાણ આપ્યું હતું. તે કહે છે કે જે સમય માટે મુક્તિનો કાયદો પસાર કરવામાં આવે તે રાષ્ટ્રીય ભયનો સમય હોવો જોઇએ. રાષ્ટ્રને કોઇ પણ ભય નહોતો તે મેં બતાવ્યું છે. કેટલાક ચોક્કસ શખ્સો પોતાની વિચાર બુદ્ધિ ખોઇ બેઠા હતા, આવેશથી ખેંચાઇને કેટલાંક દુઃખદાયક કૃત્યો કરી પાડયાં પણ આ રાષ્ટ્રીય ભય હતો એવું કાંઇ આપણે કહી શકીએ નહિ. આ સંબંધમાં, હિન્દી રાષ્ટ્રીય સભાના તારમાં કરેલા ઉલ્લેખના વિરોધ તરફ હું ધ્યાન ખેંચવા માંગું છું. એ સંબંધનો ઉલ્લેખ સભા સમક્ષ મેં અગાઉ કર્યો હતો. જે વખતે લાહોરમાં રમખાણુ ઉભું થયું તે વખતે અમદાવાદ તથા વિરમગામમાં પણ ઉભું થયું હતું. નામદાર, મુંબઇના ગવર્નરે મી૦ ગાંધીને જવા દીધા અને લોકોને મળવા તથા છુટથી તેમની સમક્ષ કામ કરવા પરવાનગી આપી. તેમને શાંત પાડવાને તથા તેમાંના થોડાઓએ જે અત્યાચારો કર્યા હતા તેમને ઠપકો પણ આપ્યો હતો. લશ્કરી કાયદો થોડા દિવસમાં બંધ પડયો. અમૃતસર તથા લાહોર ખાતે બહુ તો કાંઇ આવા પ્રકારની જરૂર હતી.

અમૃતસરમાં લશ્કરી કાયદા માટે કાંઇ પણ વ્યાજબી કારણ નહોતું. કારણુ કે તા૦ ૧૦ મી એપ્રિલે સાડા પાંચ વાગતા પછી શાંતિ હોવાનું જણાવવામાં આવ્યું હતું. પણુ તા૦ ૧૦ મી એપ્રિલે તેની ત્યાં જરૂર હતી એમ માની લઇએ તોપણ તે ૧૨ મી અથવા ૧૩ મી તારીખ સુધીમાં બંધ કરવો જોઇતો હતો. અહીં બનેલા બનાવોના રૂપે જેનાં અમદાવાદમાં લેવાયલાં પગલાં એક બોધદાયક ધડો આપે છે, એક સારો મુકાબલો રજુ કરે છે. ઑ૦ હોમ મેમ્બર કહે છે કે જ્યારે લશ્કરી કાયદો દાખલ કરવામાં આવે ત્યારે રાષ્ટ્રીય ભયનો સમય હોવો જોઇએ. હું તેમની સાથે સંમત થાઉં છું પણ હું નમ્રતા પૂર્વક નિવેદન કરૂં છું કે લશ્કરી કાયદો દાખલ કરવાનું વ્યાજબી ઠરે એવો પંજાબમાં રાષ્ટ્રીય ભયનો સમય નહોતો. ડાઇસીને ટાંકતાં તેણે જે બીજો મુદ્દા જણાવ્યો હતો તે એ હતો કે કરેલાં કૃત્યો શુદ્ધ બુદ્ધિથી અને માત્ર જાહેર હિત સારૂ કરેલાં હોવા જોઇએ. મેં જે સઘળું કહ્યું છે તે દૃષ્ટિએ જોતાં હું કાઉન્સિલને પોતાની સમક્ષ જે અતિવ્યાપ્ત ખરડો છે તે, લોકો તરફથી કરવામાં આવેલા આક્ષેપો હજુ

લશ્કરી કોર્ટોએ કરેલી ચોક્કસ શિક્ષા વ્યાજબી ઠરાવવા, અને હજુ સુધી પુરી થઇ ન હોય તે શિક્ષાઓના સંબંધમાં તપાસ કરવા તથા રીપોર્ટ કરવા કમિશનરોને ચોક્કસ અધિકારો આપવા માટેનો કાયદો હતો, અને ચોક્કસ દિવસો વચ્ચે સંસ્થાનની સલામતીમાં અથવા સલામતી માટે શત્રુતા દાબી દેવા અથવા સુવ્યવસ્થા અથવા સુવહિવટ સ્થાપવા તથા જાળવવા સારૂ જરૂરના તરીકે જે ચોક્કસ કૃત્યો, બાબતો તથા ગમે તે ચીજોનો હુકમ કરવામાં આવ્યો હોય તેના સંબંધમાં મુકિત આપવાનું તેમાં જણાવેલું હતુ.

મારા માન્યવર! હું નમ્રતા પૂર્વક કહું છું કે આમાં પણ શત્રુતા દાબી દેવા અથવા સુવ્યવસ્થા અને સુવહિવટ સ્થાપવાનો ઉલ્લેખ હતો. આ જરૂરનું હતું તે બતાવવાનું છે.

આ આક્ટ કે જે કાઉન્સિલ સમક્ષના હમણાના ખરડા માટે નમુના તરીકે લેવામાં આવ્યો છે તેમાં બતાવેલું છે કે માત્ર લશ્કરી કાયદો હસ્તીમાં હતો તે વખતેજ કરેલાં કાર્યોની માત્ર મુકિત આપી શકાય ખરડાના હેતુએ તથા કારણોના નિરૂપણમાં તો જણાવેલું છે કે ખરડાના હેતુ, થોડા વખતપર થયલાં રમખાણો દરમિયાન લશ્કરી કાયદાના અમલમાં શુદ્ધ બુદ્ધિથી કરેલાં કાર્યો માટે સરકારી અમલદારો તથા બીજા શખસોને મુકિત આપવાનો તથા લશ્કરી કાયદાની રૂએ સ્થપાયલી કોર્ટોએ કરેલી શિક્ષાઓ ચાલુ રાખવાનો ઠરાવ કરવાનો છે. પણ કાઉન્સિલને જણાશે કે ખરડાના ઠરાવો તો તેથી પણ વધારે આગળ જાય છે. આ ભૂલ જાણીબુજીને અથવા ઇરાદા પૂર્વક કરવામાં આવ્યું હતું કે કેમ તે હું કહી શકતો નથી પણ કાઉન્સિલને જણાશે કે સદરહુ આકટની ૨ જી કલમમાં હેઠળ મુજબ કહ્યું છેઃ—સને ૧૯૧૯ ના માર્ચ મહિનાની ૩૦ મી તારીખે અથવા ત્યાર પછી અને આ આકટની શરૂઆત પહેલાં, વ્યવસ્થા જાળવવા અથવા સ્થાપવા સારૂ કરેલાં હુકમ કરેલાં અથવા કરવાનું અથવા હુકમ કર્યાનું જણાતાં કોઇ પણ કામો, બાબત અથવા વસ્તુના સંબંધમાં કોઇ પણ સરકારી સિવિલ કે મિલિટરી અમલદાર સામે અથવા એવા અમલદારના હુકમની રૂએ કામ કરતા કોઇ પણ બીજા શખસ સામે કાંઇ પણ દિવાની કે ફોજદારી મુકદમો કે કામ ચાલશે નહિ."

દાડી કરવાના છે સારે પસર કરવો કે કેમ તેનો ન્યાય કરવાને કહ્યું છું. પછી ઑ૦ હૉમ મેમ્બરે દક્ષિણ અફ્રિકાના જેવી જે સંસ્થાનિક ધારા સભાઓએ મુક્તિનો ખરડો પસાર કર્યો છે તેમના સંબંધમાં ઉલ્લેખ કર્યો હતો.

મારે અહીં જણાવવું જોઇએ કે અમારે માટે એક સારા પુસ્તકાલયના અભાવથી અમો બિન અધિકારી સભ્યોને ઘણી અગવડ વેઠવી પડે છે. અમારે વખતો વખત લેજિસ્લેટિવ ડિપાર્ટમેન્ટમાં ચોપડીઓ ઉછીની લેવી પડે છે (જે કદાચ તેમને જરા અગવડકર્તા થતુ હશે) એટલુંજ નહિ પંણ અમારૂં કામ ચલાવવા સારૂ અમારે દૂરની જગ્યાઓએથી પણ મંગાવવી પડે છે. ઑ૦ લૉ મેમ્બરે મને કેપ ઑફ ગુડ હોપ ઍક્ટની નકલ મારી વિનંતિથી મને ઉછીની આપી તે માટે હું તેમનો આભારી છું. એક સારા પુસ્તકાલયના અભાવથી અમારા કાર્યમાં અડચણ પડે છે. જો એવું એક પુસ્તકાલય હોય તો કાઉન્સિલનો તેમજ અમારો પોતાનો અમે ઘણો વખત બચાવી શકીએ. આ કેપ ઑફ ગુડ હોપ ઍક્ટ બતાવે છે કે ઇગ્લાંડના લૉર્ડ ચીફ જસ્ટીસ, જનરલ આરડાથ અને નામદાર શહેનશાહની હાઈ કોર્ટના જજ મિધામ એમનું બનેલું એક કમિશન બોઅર લોકો સાથની લડાઇ વખતે લશ્કરી કાયદાના વહિવટ સબંધી તપાસ કરવાને નિમાયું હતું. અગાઉના ઠરાવ ઉપર તપાસની કમિટીના બંધારણ તથા અધિકારોના સંબંધમાં મેં જે કહ્યું હતું તને આથી ટેકો મળે છે. હવે સને ૧૯૦૦ ના આ ૬ ઠા આક્ટ વિષે હું બોલીશ. આ કાયદો જ્યારે બોઅર વૉર ચાલતી હતી ત્યારે પસાર કરવામાં આવ્યો હતો. સદરહુ કાયદો કેવા સંજોગોમાં દાખલ કરવામાં આવ્યો હતો તે તમો બતાવેલા હતા. જે શખસોએ રાણીની વિરૂદ્ધ લડાઇ કરી હતી અથવા બીજી રીતે દુશ્મનોને સહાય આપી હતી તે શખસોને શિક્ષા કરવાને એ કાયદો હતો. તે શત્રુને દાબી દેવા તથા સુવ્યવસ્થા જાળવવા માટે હતો. હમણાં જે કાયદો વિચાર હેઠળ છે તેનો અગાઉનો કોઇ પણ દાખલો નથી. એ કાયદો સને ૧૯૦૨ માં પસાર કરવામાં આવ્યો હતો. એ બીના પણ અગત્યની છે. તે સંસ્થાનના ગવર્નરને તથા સંસ્થાનમાં શહેનશાહના લશ્કરના ઉપરી અમલદારને તથા લશ્કરી કાયદા દરમિયાન તેમની સત્તાની રૂએ અને શુદ્ધ બુદ્ધિથી કામ કરતા સઘળા શખસોને જવાબદારીમાંથી મુક્ત કરવા, કોર્ટ માર્શલ અથવા

હવે આપણે જાણીએ છીએ કે લશ્કરી કાયદો લાહોર તથા અમૃતસરમાં ૧૫ મી તારીખની મધરાતે અથવા ૧૫ મી તથા ૧૬ મી તારીખ વચ્ચેની રાતના ૧૨ વાગે અમલમાં મૂકવામાં આવ્યો. જે બનાવો ૩૦ મી માર્ચથી તે લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યાની તારીખ સુધી બન્યા તેને ખરડાની વ્યાપ્તિમાં કયા ન્યાયથી સમાવેશ કરવામાં આવ્યો તે હું સમજી શકતો નથી. સાધારણ રીતે આવો ખરડો લશ્કરી કાયદો અમલમાં હોય તેટલાજ વખતને લાગુ પડે છે પણ આ ખરડો તેનાથી પણ આગળ જાય છે તેના અંત તરીકે આ આફતની શરૂઆત નક્કી કરે છે. આમાંનું કોઇ પણ કેવી રીતે પ્રતિપાદન કરવામાં આવે તે જાણવા મને ઇચ્છા છે.

બીજી જે બાબતનો ઉલ્લેખ કરીશ તે આ છે. ખરડામાં અમલદારોને તેમના કૃત્યોની જવાબદારીમાંથી મુક્ત કરવાનું એવી શરતે ઠરાવેલું છે કે સદરહુ કૃત્યો, બાબત અથવા વસ્તુ શુદ્ધ બુદ્ધિથી અને સદરહુ કારણો માટે જરૂરના હતા એવી વ્યાજબી માન્યતાથી કરવામાં આવ્યાં હોવા જોઇએ. આ વાંધાભરેલું છે. તમારે અમલદારોને જે કામોમાંથી દોષ મુક્ત કરવાના છે તે કામો શુદ્ધ બુદ્ધિથી કરેલાં હોવાં જોઇએ ને ખરેખર રીતે વ્યાજબી અને જરૂરના હોવા જોઇએ. જો એક માણસ બીજા માણસને ગોળી મારે તો તેણે શુદ્ધ બુદ્ધિથી અને વ્યાજબી રીતે કર્યું હતું તે તેણે બતાવવાનું છે નહિ તો, તેને દોષમુક્ત કરી નહિ શકાય. આના સંબંધમાં, હું સને ૧૭૯૯ માં થયેલા એક રાજ્યના ઈન્સાફમાં મી૦ જસ્ટીસ ચેમ્બરલેઇનના થોડાક વિચારો તરફ ધ્યાન ખેંચીશ તે મુકદમો રાઇટ વિરૂધ્ધ ફિટ્‌ઝજેરાલ્ડનો હતો. રાઇટે ફિટ્‌ઝજેરાલ્ડ સામે હુમલો તથા મારામારી માટે ફરિયાદ માંડી હતી. તેને ફિટ્‌ઝજેરાલ્ડના હુકમથી ફટકા મારવામાં આવ્યા હતા. તેને ૫૦ ફટકા માર્યા બાદ બીજા ૫૦ ફટકા વધારે મારવામાં આવ્યા હતા. એ મુકદમાનો ચુકાદો આપતાં મી૦ જસ્ટીસ ચેમ્બરલેને જ્યુરીને આ પ્રમાણે સંબોધી કહ્યું હતું—" તેઓ નામદારે જણાવ્યું કે મુક્તિના ખરડાની રૂએ કાયદાએ તેમને દયાભાવની લાગણીઓથી મુક્ત કરવા નહોતા અથવા તો તેમને સત્તાનો મરજી માફક ઉપયોગ કરવાની રજા નહોતી. પછી તે હુલ્લડ દાબી દેવાને હોય તેની હરકત નહિ. જ્યુરીએ એવી કોઇ કલ્પના કરવાની નથી. તેમાં એવી આશા

રાખવામાં આવી હતી કે સઘળે પ્રસંગે ધારવામાં આવેલા ગુન્હેગારની વર્તણુકના સંબંધમાં ગંભીર અને સખ્ત તપાસ થવી જોઇએ અને દરેક કામ ગુન્હો શોધી કાઢવાના હેતુથી અને નહિ કે બળાત્કાર કરવાના હેતુથી થવું જોઇએ. તપાસ તથા ઇન્સાફથી, હમણા તેઓ રોકાયલા છે તેવી કોઈ તપાસ કહેવાને પ્રરાદો રાખતો નથી પણ ચાલુ સંજોગોથી તથા મુકદ્દમાના ઉત્તમ સ્વરૂપથી જેવી તપાસ અને ઇન્સાફ બની શકે તેવી. "ધારા સભાનો હેતુ એવોજ હશે તે તે "માજીસ્ત્રેટ અને બીજા સઘળા શખસો" એ શબ્દોથી સ્પષ્ટ થાય છે. તે પુરવાર કરી આપે છે કે દરેક માણસ પછી તે માજીસ્ત્રેટ હોય કે નહિ તોપણુ, હુલ્લડ દાબી દેવા માટે તેને સત્તા આપવામાં આવી હતી અને તેના કૃત્યો માટે કાયદાથી તેને ન્યાયપૂર્વક ચાલેલો ઠરાવવો જોઇએ વાસ્તે એટલું આવસ્યક છે કે તેને જે જરૂરીઆતથી સત્તા આપવામાં આવી હતી તેની મર્યાદા બહાર જવું જોઇએ નહિ અને તેણે તે માટે વ્યાજબી કારણો રજુ કરવા જોઇએ, અને તેણે જે ગુન્હાની શિક્ષા કરી હતી તે નકકી કરવા સારૂ બનતા દરેક ઉપાયો લેવા જોઇએ અને તે સર્વ ઉપરાંત તેની વર્તણુકમાં દયાભાવના સામાન્ય નિયમોનું ઉલ્લંઘન થયેલું હોવું જોઇએ નહિ."

ધારાસભાને આ વખતે પુછવામાં આવે છે.

ઑ૦ સર જ્યોર્જ લાઉન્ડસ—તેનો ઉલ્લેખ આપવા ઑ૦ મેમ્બર મહેરબાની કરશે?

ઑ૦ પંડિત માલવિયા—તે સ્ટેટ ટ્રાયલ્સ વૉ૦ ૩૭, ૧૮૨૦ સંગ્રહ ૭૬૫ માં છે. હું નમ્રતા પૂર્વક જણાઉં છું કે મી૦ જસ્ટીસ ચેમ્બરલેનની આ ટીકાઓમાંથી સભા જે કામમાં રોકાયલી છે તે વિષે ઘણી સારી સૂચનાઓ મળી શકે છે. અસાર આગમચ થયલાં રમખાણો દરમિયાન કરેલ કોઇ પણ અમુક કામ કરવા માટે જે શખસ પર તોહમત મુકવામાં આવ્યું હોય તેની સાથે હુકમનામું કરવું જોઇએ કે તેને મુકત કરવો જોઇએ તેનો વિચાર કરવા સારૂં આપણે કાંઈ અહીંઆ કોર્ટ તરીકે બેઠા નથી. એવા શખસની બાબત કેવી રીતે ઇન્સાફ કરવો અને તેપર કેવી રીતે વિચાર કરવો તે વિષેના નિયમો તથા ઠરાવો નક્કી કરવાને હાલ ધારા સભા બેઠી છે. અને તેથી હું જણાઉં છું કે આ સંબંધમાં મી૦ જસ્ટીસ ચેમ્બરલેનની ટીકાઓ આપણને અસાધારણ સહાય અને માર્ગદર્શન કરી શકશે.

આપણી સમક્ષ જે ખરડો છે તેનો હેતુ, વ્યવસ્થા જાળવવા અથવા સ્થાપવા સારૂ, જે કૃત્યો, બાબતો તથા વસ્તુઓ કરવામાં આવ્યાં હોય અથવા તે માટે હુકમ કરવામાં આવ્યો હોય અથવા તો તે કર્યાનું અથવા તે માટે હુકમ કર્યાનું જણાતું હોય તેના સંબંધમાં સરકારી અમલદારોને તથા બીજા શખસોને, સદરહુ કૃત્યો, બાબતો તથા વસ્તુઓ કહેલાં કારણ સારૂ જરૂરના હતા એવી શુદ્ધ બુદ્ધિથી અને વ્યાજબી માન્યતાથી કરવામાં આવ્યાં હોવાની શરતે, જવાબદારીમાંથી મુક્ત કરવાનો છે.

મારો ખાસ વાધો "વ્યાજબી માન્યતામાં" એ શબ્દો માટે છે. ખરડો જે પ્રમાણે છે તે જોતાં, જે કોઇ શખસે વાદીને નુકસાન કર્યું હોય તેની સામે ફરિયાદ કરવામાં, સાધારણ રીતે તો ફતેહમંદ થવું અસંભવિત છે. તમે ૨ જી કલમ તરફ જોશો ત્યારે આ સ્પષ્ટ થશે; કારણ કે તેમાં જણાવેલું છે કે, જે કોઈ સરકારી અમલદારે ચોક્કસ કામો કર્યાં હોય તેની સામે, કાંઇ પણ મુકદમો ચાલશે નહિ; એવી શરતે કે સદરહુ અમલદાર અથવા શખસ શુદ્ધ બુદ્ધિથી અને સદરહુ કારણ માટે તેનું પગલું જરૂરનું હતું એવી વ્યાજબી માન્યતાથી વર્ત્યો હોવો જોઇએ."

૩ જી કલમમાંની પુરાવાની કાનુનો, (જે વિષે હું પછીથી બોલીશ) ને બાજુએ મુકી, જે અમલદારના પગલાં સંબંધી વાધો ઉઠાવવામાં આવ્યો હોય તે શુદ્ધ બુદ્ધિથી વર્ત્યો હતો, તથા તે કામ જરૂરનું હતું તથા તેણે તે વ્યાજબી અને યોગ્ય સંભાળ તથા વિચારથી કર્યું હતું કે કેમ એવા પ્રશ્નો પૂછવા જોઇએ. જસ્ટીસ ચેમ્બરલેઇનના શબ્દોમાં કહીએ તો "જે જરૂરીઆતથી તેને સત્તા આપવામાં આવી હતી તેની હદ તેણે ઓળંગવી જોઇએ નહિ અને તેના વર્તનમાં દયાભાવના સામાન્ય નિયમોનું ઉલ્લંઘન થયેલું હોવું જોઇએ નહિ. હું નમ્રતાપૂર્વક નિવેદન કરૂં છું કે ખરડામાં જે ભાષા વાપરી છે તે આથી વિશેષ આગળ જાય છે. તેમાં જે રક્ષણનો કરાર આપેલો છે તે અગાઉના કાયદાઓથી અથવા બુદ્ધિ અને ન્યાયના વિચારોથી પ્રતિપાદન થઇ શકતો નથી. મેં જે મુકદમો ટાંકેલો હતો તેમાં એવું તોહમત હતું કે રાઇટને ફિલ્ઝજેરાલ્ડે બેઠી રીતે ફટકા મરાવ્યા હતા. અહીંઆ જેમાં છુટથી ફટકા મરાવ્યાના ઘણા દાખલા છે. એ મુકદમામાં તેનો બચાવ અપના પ્રતિવાદીના કે જેના સંબંધમાં વધુ દરીના ઘણા કામો કર્યાની દલીલ લાવવામાં આવી હતી તેના સંબંધમાં હોય

લ્વર્ટ · ' રે છે કે તેણે તેની વફાદારી સૌથી સંપૂર્ણ રીતે બતાવી હતી કારણ · •રક્ત વડે લખી હતી અને વાદીની પીઠ ઉપર તેનું નામ છાપ્યું હતુ. માના માન્યવર! અહીંઆ પણ લશ્કરી કાયદાના વહિવટ કર્તાઓએ ઘણા નિર્દોષ પ્રજા બંધુઓના વાંસા ઉપર પોતાના નામો રક્ત વડે લખ્યાં હતાં અને જેઓએ તેમને એવી ઇજા કરી હતી તેમને એવું પુરવાર કરવાને કહેવા દેવું જોઇએ કે, તેઓ જાહેર સુલેહ અને સુવ્યવસ્થાના હિતમાં વ્યાજબી સંભાળ અને સાવચેતીથી અને દયાભાવના સામાન્ય નિયમોનું ઉલ્લંઘન કર્યા વગર વર્ત્યા હતા.

જ્યારે આપણે ૩ જી કલમ ઉપર આવીએ છીએ ત્યારે મેં જે ઠરાવો તરફ ધ્યાન ખેંચ્યું છે તે વધારે વાંધાભરેલા થાય છે. તેમાં કહ્યું છે કે,

"૨ જી કલમના કારણ સારૂ, કોઇ પણ કામ સરકારના અમલદારના હુકમોથી કરવામાં આવ્યું હતું એવી મતલબનો દાખલો નિર્ણયકારક સાબિતી ગણાશે અને ઉપર જણાવેલા કારણ સારૂ લીધેલાં સઘળાં પગલાં, વિરૂદ્ધ પુરવાર થાય તે શિવાય, તે શુદ્ધ બુદ્ધિથી તથા તે માટે તે જરૂરનાં હતાં એવી વ્યાજબી માન્યતાથી કરેલાં ગણવામાં આવશે."

મારા માન્યવર! એક હાથે જે આપવામાં આવ્યું તે બીજે હાથે લઇ લેવામાં આવે છે. આ ત્રીજી કલમ ૨ જી કલમની સાથે વાંચીએ તો, કોઇ પણ માણસને પોતાની થયેલી ઇજાના સંબંધમાં તપાસ કરાવવા દાવો માંડવો હોય તો તેને ફતેહમંદ થવાનો વસ્તુતઃ કાંઇજ સંભવ રહેતો નથી. તે ઠરાવ જણાવે છે કે વિરૂદ્ધ સાબિત નહિ થાય તો તે પગલું શુદ્ધ બુદ્ધિથી અને વ્યવસ્થા જાળવવા તથા સ્થાપવા માટે જરૂરનું હતું એવી વ્યાજબી માન્યતાથી કરેલું ગણાવ માં આવશે આપણે ધારી લઇએ કે મીઃ મનોહરલાલ બારીસ્ટર ઍટ લૉ એક દાવો માંડે છે. હું કદાચ તે મહરથને અન્યાય કરતો હોઉં પણ એક દૃષ્ટાંત તરીકે મેં તેમનું નામ લીધું છે. તેને કોટડીમાં તથા બીજી રીતે પુરી રાખવા ને લીધે તેને થયેલા અન્યાય માટે નુકસાનીનો તે દાવો માંડે તો, જે શખ્સે તેને ઇજા કરી ને શખ્સ શુદ્ધ બુદ્ધિ વગર, અને કોઇ પણ માનુષી કારણ સારૂ તે રોકી રાખવાનું અગત્યનું હતું એવી વ્યાજબી માન્યતા વગર વર્ત્યો હતો એમ

પુરવાર કરવાનું તેને શા માટે કહેવુ જોઇએ વારૂ? તે શુધ્ધ બુધ્ધિથી અને વ્યાજબી સંભાળથી વર્ત્યો હતો તે પુરવાર કરવાનો બોજો પ્રતિવાદી શિર શા-માટે ન નાંખવો જોઇએ? આવા પ્રકારના વ્યાજબી ઇન્સાફ માટે, વાદીએ દાવાની વિગતો સોગન પર જણાવવી જોઇએ એટલું પુરતું છે અને તે દીવાનો હતો એમ બતાવવાને કાંઈ પણ કારણ નહોતું તો, સંજોગો એવા હતા કે તે જે પ્રકારે વર્ત્યો તે પ્રમાણે વર્તવાને તેને માટે જરૂરનુ તથા યોગ્ય હતુ અને તેથી તેમ કરવા માટે તેને માફી મળવી જોઇએ એ સાબિત કરી આપવાનું પ્રતિવાદીને શિરે હોવુ જોઇએ જે શખ્સોને અપમાનો તથા અન્યાયના પાત્ર કરવામાં આવ્યા છે તેમના પર જુલમ કરનારા શખસો શુધ્ધ બુધ્ધિ તથા વ્યાજબી માન્યતા વગર વર્ત્યા હતા એમ પુરવાર કરવાનુ તેમને કહેવુ એ તે શખ્સોને-વાદીઓને-બેવડો અન્યાય કરવા બરાબર છે. હુ નમ્રપણે જણાઉં છુ કે ન્યાયની રીત પ્રમાણે તો એ કલમ કાઢી નાખવી જોઇએ જો આ કલમ કાઢી નાખવામા આવે તોજ કોઇ પણ દાવામા સફળતા મેળવવાનો કોઈ માટે પણ સંભવ રહે. પ્રતિવાદી શુદ્ધ બુદ્ધિથી અને વ્યાજબી માન્યતાથી વર્ત્યો નહોતો એ પુરવાર કરવાનું વાદીને કહેવુ એ તદ્દન ખોટુ છે. વાદીને સર્વ જ્ઞાતાનો ગુણ કેમ પ્રાપ્ત થઈ શકે, તે પ્રતિવાદીના અ તરને કેવી રીતે પારખી શકે, અને એક ત્રાહિત કે જે માત્ર તેના જુલમ અને બળાત્કારથીજ તેને જાણીતો છે તેના હેતુઓ સાથે કેવી રીતે પરિચય ધરાવી શકે અને તેને થયેલી ઇજા દ્વેષયુક્ત ઇરાદાનું પરિણામ હતું એમ કેવી રીતે પુરવાર કરી શકે? હેતુઓનું અનુમાન માત્ર કાર્યથીજ થઇ શકે અને તેના કામ માટે માફી આપવાનું તેના હેતુઓથી વ્યાજબી ઠરે છે એમ પુરવાર કરવાનુ પ્રતિવાદીને શિરે છે. જે વસ્તુઓનું ખુદ પ્રતિવાદીનેજ જ્ઞાન છે તે પુરવાર કરવાનું વાદી માટે અશક્ય છે. વાસ્તે હું જણાવુ છુ કે ખરડાની ૩ જી કલમ સખ્ત રીતે વાધાભરેલી છે અને બીજી કલમથી ખરડામા જે કાંઈ આપવામા આવ્યુ તે આનાથી લઈ લેવામા આવ્યાનુ જણાય છે.

ખરડામા બીજા કેટલાક વાંધા છે. હું મગતાના પર પાછો બોલીશ તેમા જણવ્યુ છે કે —પંજાબમા તથા હિન્દના બીજા ભાગમાં થોડા વખત પર થયેલી અવ્યવસ્થાએ ને લીધે વ્યવસ્થા જાળવવા તથા સ્થાપવા લશ્કરી કાયદાનો આશ્રય લેવો આવશ્યક થયો છે."

દાખના તરીકે દિલ્હીમા તથા કલકત્તામા કરેલાં કામોની આ વિશાળ શબ્દ રચનાની કેવી રીતે અસર થશે તે હુ જાણતો નથી ખરડાનો હેતુ સ્પષ્ટ હોવો જોઇએ અને તે સ્પષ્ટ કરવા સારૂ ભાષામા ફેરફાર કરવો જોઇએ પ્રસ્તાવના પ્રમાણે, જ્યાં લશ્કરી કાયદો સ્થપાયો નહોતો તે જગ્યાઓનો પણ સમાવેશ થાય છે કે નહિ તે વિષે હુ ખાતરીથી કહી શકતો નથી ખરેખર તેનો સમાવેશ થવો જોઇએ

હવે મારા માનવર, હુ ચોથી કલમ પર આવુ છુ તે માર્શલ લૉની શિક્ષાઓ બહાલ રાખવા તથા ચાલુ રાખવા વિષે છે ખરડામા એવો ઠરાવ કરવામા આવ્યો છે કે માર્શલ લૉની રૂએ સ્થાપાયેલી કોઈ કોર્ટ અથવા નિમાયલા ઇન્સપી હોદાની રૂએ કામ કરતા કોઇ અધિકારીએ કરેલી શિક્ષાની રૂએ તથા તે મુજબ કેદ કરેલા દરેક શખસને કાયદેસર રીતે કેદ કરેલો ગણવામા આવશે અને તેમા આગળ કહેવામા આવ્યુ છે કે સદરહુ શખસ તેની શિક્ષા પુરી થાય ત્યા સુધી અથવા તો ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ મુક્ત કરે અથવા તો કાઇ કાયદેસર અધિકારી બીજી રીતે છોડી મૂકે ત્યા સુધી કેદ રહેવાને પાત્ર થશે ”

મારા માનવર, મારે કહેવુ જોઇએ કે ખરડાના આ ઠરાવથી મને સૌથી વિશેષ આઘાત થયો છે મારા ધારવા પ્રમાણે ઑ૦ હોમ મેમ્બરે કહેલી વાત ઉપરથી સ્પષ્ટ થાય છે કે, કાઉન્સિલ સમક્ષ હાલમા જે પ્રકારનો ખરડો છે તે પ્રકારનો મુક્તિનો ખરડો પસાર કરવામા ન આવે તો, એટલે કે, ૪ થી કલમમા જણાવેલા ઠરાવ આ કાઉન્સિલ પસાર કરે નહિ તો માર્શલ લૉ કોર્ટોએ જે માણસોને શિક્ષા કરી હોય તેમને રોકી રાખવા એ ગેરકાયદેસર થશે એ બીના હિન્દુસ્તાન સરકારને વિદિત છે હુ માની લઉ છુ કે પરિસ્થિતિ આ પ્રમાણેની છે જો તેમ હોય તો શિક્ષાઓની માફી આપવા અથવા ગુન્હાના ઠરાવો રદ કરવાને નહિ પણ તેમને બહાલ રાખવા તથા ચાલુ રાખવા સારૂ કાયદાની મદદ માગવી એ આ લોકોને અન્યાય કરવા બરાબર છે મારો એ વિચારમાં દિલગીરી થાય છે કે ખરડો ઘડવામા પુરતી સભાળ તથા વિચાર કરવામા આવ્યો નહતો અને પરિસ્થિતિના સજોગો એવા જે જુદા જુદા ઠરાવોની અગત્ય હતી તે પર એકી વખત સપૂર્ણ રીતે વિચાર ચલાવવામા આવ્યો નહોતો દક્ષિણ આફ્રિકાના કાયદાઓના દાખલાને પણ જો સરકારે પોતા સમક્ષ

સપૂર્ણ રીતે રાખ્યા હોત તો ખરો માર્ગ જુદીજ રીતે ઘડવમાં આવ્યો હોત, તેનું સ્વરૂપ કાંઈ જુદુંજ હોત અને લશ્કરી મામાને લીધે જેમને ઈજા થઇ હોય તેમની તરફેણમાં કેટલાક ફેરવો તેમાં દાખલ કરવામાં આવ્યા હોત દક્ષિણ આફ્રિકાના કાયદામાંનો સને ૧૯૦૨ નો કેપ ઓફ ગુડ હોપ એક્ટ જોતા ઑનરેબલ હોમ મેમ્બરે તથા લૉ મેમ્બરે જોયું હશે કે માર્શલ લૉના અધિકારીઓએ જેમને ગુન્હેગાર ઠેરવ્યા હોય અથવા જેમને સજા કરી હોય તેમની શિક્ષાઓની જલદીથી ફરી તપાસ કરવાનો એક ઠરાવ હતો મારા આ પ્રશ્નના એ ચૂંકનું સમાધાન કરવાને કદાચ હોમ મેમ્બરે આજે જાહેર કર્યું છે કે સક્ષિપ્ત કોર્ટોએ કરેલી શિક્ષાઓ ફરી તપાસવા સારૂ હાઈકોર્ટના બે જજો નીમવાનો હિન્દુસ્તાન સરકારે નિર્ણય કર્યો છે તે જાહેરનામાને તેટલે સુધી હું આવકારદાયક ગણું છું પણ જ્યારે ખરડો તૈયાર કરવામાં આવ્યો ત્યારે તે બાબત પર સવગી સ્વરૂપોમાં વિચાર કરવામાં આવ્યો નહોતો એવી મારી શંકા મજબુત થાય છે કેપ ઓફ ગુડ હોપના એ ક્ટના ઠરાવો તરફ હું અહિંઆ ધ્યાન ખેંચીશ. તે આક્ટની (સને ૧૯૦૨ ના ૪ થા આક્ટ) એક નકલ આપવા હું લૉ મેમ્બરને વિનંતિ કરૂં છું

ઑ૦ સર જ્યોર્જ લાઉ ડસ—જો હું ઑ૦ મેમ્બરને એમ જણાવું કે અમે એ આક્ટને નમુના તરીકે લીધો નથી તો કદાચ થોડી મહેનત બચી જશે પણ ત્યાર પછીનો આક્ટ, એટલે સને ૧૯૧૫ નો આક્ટ કે જે તે જાણતા હોય એમ લાગતું નથી તે ઉપરથી અમે આ ખરડો ઘડ્યો છે

ઑ૦ પંડિત માલવિય—હું ઑ૦ લૉ મેમ્બરનો ઉપકાર માનું છું હું સને ૧૯૧૫ ના એક્ટ વિષે જાણતો નથી ગમે તેમ પણ મારે માટે આ બાબતમાં કામ કરનાર મારા મિત્રે એ નોંધેલા ઠરાવોની અસર મને તે યાદ આવી નહિ પણ મને તેની ખબર કરવા સારૂ હું ઑ૦ લૉ મેમ્બરનો ઉપકાર માનું છું અને જો તે આક્ટની પણ એક નકલ મને તે આપશે તો હું તમનો આભાર માનીશ.

ઑનરેબલ સર જ્યોર્જ લાઉડસ—ઑ૦ મેમ્બરે ભાષણ પુરૂં કર્યા પછી ખચિત હું આપીશ

ઓ૦ પંડિત માલવિયા—હું પુરૂં કરૂં તે પહેલાં તે એકટ જોવા દેવા સારૂં લૉ મેમ્બરે કાંઇ બ્હીક રાખવાની જરૂર નથી. મને કદાચ તેમાંથી મદદ મળી શકશે. છતાં મારા તરફ જે સભ્યતા દર્શાવવામાં આવે તે માટે મારે તેમનો ઉપકાર માનવો જોઇએ.

હવે, આ સને ૧૯૦૨ ના ૪ થા એકટમાં લશ્કરી અદાલતોએ કરેલી શિક્ષાઓ બહાલ રાખવા સંબંધી અગત્યના ઠરાવો હતા. પણ તેમાં શિક્ષાઓની ફરી તપાસ માટેના પણ ઠરાવો હતા. હું તમો નામદારનું તથા કાઉન્સિલનું આ ઠરાવો તરફ ધ્યાન ખેંચું છું. તે એકટમાં એવું ઠરાવ્યું હતું કેઃ—

યોગ્ય અધિકારીએ સ્થાપેલી અને બોલાવેલી અને આ સંસ્થાના જે જીલ્લાઓમાં માર્શલ લૉ જાહેર કરવામાં આવ્યો હતો અથવા નાંખવામાં આવ્યો હતો તેમાં ભરાયલી કોર્ટ માર્શલે, માર્શલ લૉ ચાલુ રહ્યો તે દરમિયાન, સાધારણ રીતે લશ્કરી કાયદાને તાબે નથી એવા શખસોનો રાજ્ય વિરૂદ્ધના ગુન્હાઓ, ખૂન અથવા ગમે તે પ્રકારના સગા અથવા કોઇ પણ બીજા કૃત્યોનો અથવા માર્શલ લૉની રૂયે જાહેર કરેલ અથવા જાહેર કર્યાનું જણાતા રેગ્યુલેશનો, જેને સાધારણ રીતે માર્શલ લૉ રેગ્યુલેશનો કહેવામાં આવે છે તેના ભંગ અથવા કોઈ પણ ઉલ્લંઘનો માટે કરેલી જુદી જુદી શિક્ષાઓ આ ઉપરથી બહાલ રાખવામાં આવી છે. અને સદરહુ શિક્ષાઓ હેઠળ અથવા તેની રૂયે સંસ્થાનની અંદરના કોઇ પણ કેદખાનામાં અથવા કેદ રાખવાની બીજી કાયદેસર જગાઓમાં કેદ કરવામાં આવેલા તેવા કેદીઓને ત્યાં કાયદેસર રીતે કેદ રાખી શકવાનું ગણવામાં આવશે અને સદરહુ શિક્ષાઓ અનુક્રમે તેમના પર પસાર કરવામાં આવી હોય તે પુરી થાય ત્યાં સુધી અથવા કોઇ કાયદેસર અધિકારીથી તેમને છોડી મૂકવામાં આવે ત્યાં સુધી, અથવા ગવર્નર ફરમાવે તેવે બીજે ઠેકાણે કેદ રાખવામાં આવશે અને સદરહુ શિક્ષાઓ, આ સંસ્થાનની યોગ્ય અને કાયદેસર રીતે સ્થાપેલી કોર્ટે યોગ્ય રીતે કરેલી ગણવામાં આવશે.

આના બીજા ભાગમાં હેઠળ મુજબ કહ્યું હતું:—

કેદખાનાના અથવા અગાઉની પેટા કલમમાં જણાવેલી બીજી કેદની કાયદેસર જગ્યાના દરેક તથા સઘળા અમલદારો જેમણે સદરહુ અગાઉની પેટા કલમમાં જણાવેલા શખસોમાં કોઇને પણ કોઇ પણ વખતે શુદ્ધ બુદ્ધિથી કેદમાં લીધા હોય, લીધા હતા અથવા રાખ્યા હોય તેમને સઘળા કારણો સારૂ સાધારણ રીતે વર્તેલા ગણવામાં આવશે.

ત્રીજા ભાગમાં હેઠળ પ્રમાણે કહેવામાં આવ્યું હતું:—

આ સંસ્થાનમાંના જે સઘળા શખસોને પહેલી અગાઉની પેટા કલમમાં જણાવેલી ઉપર્યુક્ત શિક્ષાઓમાંની કોઇ પણ શિક્ષાની રૂયે અથવા તે અનુસાર તે સંસ્થાનની હદ બહાર કરવામાં આવ્યા હોય તેમને, આ સંસ્થાનની બહાર કાયદેસર રીતે દેશપાર કરેલા અને કરવાનાં ગણવામાં આવશે અને ઉપર કહ્યા પ્રમાણે દેશપાર કરવાના સદરહુ કૃત્યો અથવા બાબતો આ આકટની બીજી કલમમાં જણાવેલા કૃત્યો, વિષયો તથા વસ્તુઓમાં તથા તે હેઠળ સમાવેશ થયલા ગણવામાં આવશે."

હવે આ ઠરાવો વાંચવામાં એટલું યાદ રાખવું જોઇએ કે બોર વૉરને લીધે દક્ષિણ આફ્રિકામાં લશ્કરી કાયદો જાહેર કરવો જરૂરનો ધારવામાં આવ્યો હતો. આ ઠરાવોનો નિઃસંશયપણે હેતુ પસાર કરેલી શિક્ષાઓ બહાલ રાખવાનો હતો પણ તેમાં અગત્યની હકીકત એ હતી કે આ લશ્કરી કાયદાની શિક્ષાઓ તથા હુકમો રાણી સાથે લડાઇ ચાલતી હતી તેવે વખતે પસાર કરવામાં આવ્યાં હતા. એ સંજોગોમાં સદરહુ શિક્ષાઓ બહાલ રાખવાનું જરૂરનું હતું અને ખાસ કરીને, જે શખસો સાધારણ રીતે લશ્કરી કાયદાના અમલ હેઠળ ન હોય અને રાજ્યદ્રોહ, ખૂન અથવા બીજા ગુન્હાઓ માટે અથવા લશ્કરી કાયદાની રૂયે જણાવેલ અથવા કાયદાનું જણાતા કોઇ પણ રેગ્યુલેશન જેને સાધારણ રીતે માર્શલ લૉ રેગ્યુલેશન કહેવામાં આવે છે તેના કોઇ પણ ઉલ્લંઘન માટે લશ્કરી અદાલતે ઇન્સાફ આપેલો હોય તેવા શખસોના બાબતોમાં તો તેમ કરવું ખાસ જરૂરનું હતું. એજ કારણ સારૂ એવો ઠરાવ કરવો જરૂરનો હતો કે જે શિક્ષાઓ કરવામાં આવી હતી તે કાયદેસર હતી અને અમુક શખસો દુશ્મનખોરોને કેદમાં નાંખ્યા હતા અથવા તો તેમને દેશપાર કર્યાં હતા એટલાજ સબબસર

તેમની સામે ફરિયાદ ચાલશે નહિ. તમો નામદારે જોયું હશે કે ૨ જી કલમમાં જેલરોને મુકત કરવામાં આવ્યા છે અને ૩ જા ભાગમાં ચોક્કસ કૃત્યો કાયદેસર ઠરાવવામાં આવ્યા છે એને વાસ્તે હું નમ્રતાપૂર્વક જણાવું છું કે, જે કૃત્યો કરવામાં આવ્યાં હતાં અને જે શિક્ષા ભોગવવામાં આવી હતી અને પાછળથી તે રદ્દ થતાં સુધી ન છૂટકે ભોગવવી પડે તેને કાયદેસર ઠરાવવાનો હેતુ વધારે હતો. પણ આની સાથે નહિ તો તેની પહેલાં એક સારો ઠરાવ હતો. તમો નામદાર જોઇને ખુશી થશો કે જ્યારે સામાન્ય ઈન્ડેમ્નિટી એકટ સને ૧૯૦૨ ની સપ્ટેમ્બરની ૧૫ મી તારીખે કરવામાં આવ્યો હતો ત્યારે, સને ૧૯૦૨ ની ૨ જી ઓગસ્ટે એક કમિશન નીમવામાં આવ્યું હતું. યુનાઇટેડ કિંગ્ડમના એડવર્ડ સાતમાએ કમિશન નીમ્યું. તેમને જે પ્રશ્નો સોંપવામાં આવ્યા હતા તે ખરડાના પ્રથમ પરિશિષ્ટમાં દાખલ કરવામાં આવ્યા હતા ઑ૰ હોમ મેમ્બરે આજે જેમ જાહેર કર્યું છે કે સક્ષિપ્ત કોર્ટોએ ચુકાદો આપેલા મુકદમાઓને ફરી તપાસવા સારૂ બે હાઈ કોર્ટના જજો નીમવામાં આવશે તેવુ કાંઈ બહારનું જાહેરનામું નહોતું. અને આ સંબધમાં મારે જણાવવુ જોઇએ કે લોકોને હાઈ કોર્ટો ઉપર પહેલા જે વિશ્વાસ હતો તે વિશ્વાસ પંજાબના રમખાણો પછી હવે નથી કમિશન અથવા તો તપાસની કમિટિની રચના તથા તેની સત્તા એ ખરડાનું એક અંગ હોવું જોઇએ, જેથી ફરીને લશ્કરી અદાલતો તથા અધિકારીઓએ કરેલી સઘળી શિક્ષાઓની ફરી તપાસ માટે પુરતો અને યોગ્ય ઠરાવ કરવામાં આવ્યો છે એમ લોકોની જાણમાં આવે.

કેપ ઓફ ગુડ હોપ એકટના પ્રથમ પરિશિષ્ટમાં રૉયલ સાઈન મૅન્યુઅલ અને સિગ્નેટની રૂએ પસાર થયેલું કમિશન જાહેર કર્યું હતું. તેમાં દક્ષિણ આફ્રિકાના સંસ્થાનો તથા પ્રોટેકટરેટોમાં માર્શલ લૉની રૂએ સ્થપાયલી લશ્કરી અદાલતોએ કરેલી શિક્ષાઓની તપાસ કરવા સારૂ રાઇટ ઑ૰ ઑરન ઍલ્વરેસ્ટન્સ, સર જૉન ચાર્લ્સ બિધ્રમ તથા મેજર જનરલ સર જૉન ચાર્લ્સ આરડાધને કમિશનરો નીમવામાં આવ્યા હતા, અને ગિલબર્ટ મેલરને કમિશનનો સેક્રેટરી નીમવામાં આવ્યો હતો. તમો નામદાર જોશો કે ઈંગ્લાંડનો લૉર્ડ ચીફ જસ્ટીસ કમિશનનો અધ્યક્ષ હતો અને આપણી હાઈ કોર્ટના એક જજ જનરલ બિધ્રામ એક સભાસદ હતા અને જનરલ સર જૉન ચાર્લ્સ આરડાધ કે. સી. આઇ. ઈ. બીજા સભાસદ હતા.

આ પરિશિષ્ટમાં ચોક્કસ ઠરાવો તરફ ધ્યાન ખેંચવું અગત્યનું છે. તે હેઠળ મુજબ હતાઃ—

દક્ષિણ આફ્રિકાના પ્રજાસત્તાક રાજ્ય તથા ઑરેન્જ ફ્રી સ્ટેટની સરકારોએ મર્હુમ રાણી વિક્ટોરિયા સામે જાહેર કરેલી લડાઈને લીધે દક્ષિણ આફ્રિકાના આપણા સંસ્થાનો તથા સંરક્ષણસત્તાક રાજ્યોમાં લશ્કરી કાયદો જાહેર કરવાની જરૂર પડી અને સદરહુ સંસ્થાનો તથા સંરક્ષણ સત્તાક રાજ્યોમાં સ્થપાયલી લશ્કરી અદાલતો તરફથી કેટલાક શખસોને સજા સાથે કેતરાની તથા કેદની તથા દંડની શિક્ષા કરવામાં આવી છે અને હવે તે શિક્ષાઓ ભોગવે છે અને તેમણે સદરહુ દંડો આપ્યા નથી પણ આપવાને પાત્ર છે;

અને ઉપર જણાવેલી લડાઈ હવે બંધ પડી છે એટલે, આપણે યોગ્ય રીતે અને આપણા સદરહુ સંસ્થાનો તથા સંરક્ષણ સત્તાક રાજ્યોની જાહેર સલામતીને જોખમ કર્યા વગર એવા શખસોમાના કોઇને પણ મહેર તથા દયા બતાવી શકીએ કે કેમ, તથા સદરહુ શિક્ષાઓ તથા તેમાંની કોઇ પણ તથા કઇ શિક્ષાની અમે યોગ્ય રીતે માફ આપી શકીએ અથવા ઓછી કરી શકીએ તે નક્કી કરવાના હેતુથી સદરહુ ઉપર કહેલી શિક્ષાઓના સંબંધમાં તપાસ કરવી ઇષ્ટ છે;

વાસ્તે હવે, પૂર્વપક્ષ ઉપર વિચાર કરીને તથા તમારી વફાદારી, પાકી સમજ તથા પ્રમાણિકતામાં મહોટો વિશ્વાસ રાખીને, તમને ( ત્રણ શખસોના નામ ), અમારા સદરહુ સંસ્થાનો તથા સંરક્ષણસત્તાક રાજ્યોમાં લશ્કરી કાયદાની રૂએ સ્થપાયલી લશ્કરી અદાલતોએ કરેલી સદરહુ શિક્ષાઓની તપાસ કરવાને અમે કમિશનરો તરીકે સત્તા આપીને તમારી નિમણુંક કરીએ છીએ અને અનુક્રમે સદરહુ શખસોની બાબતમાં તથા તેમાંનો કયો શખસ, જે તમારા રીપોર્ટ વખતે કોઇ પણ શિક્ષા ભોગવતો હશે અથવા જેણે સદરહુ કોઇ પણ દંડો આપ્યા નહિ હશે પણ તે આપવાને તે વખતે પાત્ર થશે તેમની બાબતમાં તેને લગતા સઘળા સંજોગો ધ્યાનમાં લઇને સદરહુ શિક્ષાઓ અથવા દંડોની માફી આપવી અથવા ઓછા કરવા ઇષ્ટ છે તે બાબત તમારા હાથે લખીને તથા તમારા સહીસિક્કા સાથે અમને બની શકે તેટલી થોડી ઢીલથી અમને રીપોર્ટ કરવો."

હવે, મ રા માન્યવર, તમે નામદાર જોશો કે કમિશનરે બની શકે તેટલી ધે ડી ઢીલથી રીપોર્ટ કરવાનો હતો તે ખરડાના એક ભાગ તરીકે દાખલ કરવ મા આવ્યું હતું. ઓ૦ લૉ મેમ્બર મને સને ૧૯૦૦ નો ૬ ઠો આકટ પણ આ પશે તો આભારી થઇશ.

ઓ૦ સર જૉર્જ લાઉન્ડસ—મારી આશા પ્રમાણે તે મારી પાસેજ છે.

ઓ૦ પંડિત માલવિયા—હવે, મારા માન્યવર, આ સને ૧૯૦૦ ના આકટમાં એક અગત્યનો ઠરાવ છે અને તે તરફ હું કાઉન્સિલનું તથા સરકારનું ધ્યાન ખેંચું છું. દક્ષિણ આફ્રિકાના આ બે કાયદામાં તથા કાઉન્સિલ સમક્ષના ખરડા ઉપરથી ૨૫'૮ થયલાં સરકારનાં વલણમાં, મારે દિલ્ગીરી સાથે કહેવુ પડે છે કે, એક શોકજનક અંતર દરાવે છે. આ એકટ (સને ૧૯૦૦ ના ૬ ઠા) મા શિક્ષાઓ બહાલ રાખવાનો, તથા હું બતાવી ચૂકયો છું તેમ, જે કરવામાં આવ્યું હતું તે માત્ર કાયદેસર ઠરાવવાનો ઠરાવ હતો.

પણ પાંચમી કલમમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે "રાજ્યદ્રોહના સબળી ગુન્હાઓની બાબતોમાં અથવા આ આકટની પહેલી કલમમાં નિર્દિષ્ટ કરેલી મુદત દરમિયાન રાજકીય પ્રકારના બીજા ગુન્હાઓની બાબતમાં, જે પ્રસંગે સદરહુ ગુન્હાની સાબિતીઓ, છેલ્લી જણાવેલી કલમમાં જણાવ્યા પ્રમાણે રચાયેલી, બોલાવેલી અથવા ભરાયલી કોર્ટ મ ર્શલ અથવા લશ્કરી અદ લત આગળ થઇ હોય અથવા તો જે પ્રસંગે તેમના ઉપર હકુમત ધરાવનારી કોઈ સ ધારણ ફોજદારી અદાલત આગળ થઇ હોય તે પ્રસ ગે, જો ગવર્નરને એમ લાગે કે, જો આ આકટના અમલ પછી તેના સંબધમા કામ લેવામ આવ્યું હોત તો આ કાયદાની ૩૩ મી કલમ મુજબ નિમાયલા કમિશન તપાસ માટે તે યોગ્ય મુકદમો થઇ પડત તો, સદરહુ શખસોને કરેલી શિક્ષાઓને આ એકટની ૫૦ મી કલમમાં ઠરાવ્યા પ્રમાણેની શિક્ષામા ફેરવી નાંખવાનો ગવર્નર હુકમ કરે તો તે કાયદેસર થશે. સદરહુ કોઈ પણ શિક્ષા જે શખસને બાધ કરતી હોય તે શખસ સદરહુ ૫૦ મી કલમ મુજબની શિક્ષાને પાત્ર થશે અને બીજી કોઇ પણ શિક્ષાને પાત્ર થશે નહિ.

એટલે કે, અગાઉ જે શિક્ષા થઈ ગઈ હોય તેને બદલે ૫૦ મી કલમ મુજબની શિક્ષા રાખવાની હતી. હવે ૫૦ મી કલમ હેઠળ મુજબ છેઃ—

સદરહુ કમિશનરોએ તોહમતવાળાની તરફેણમાં તથા વિરૂદ્ધમાં જે કાંઈ પુરાવો હોય તે સાંભળ્યા પછી તેની સામે લાવેલા તોહમતનો તે ગુન્હેગાર છે કે નહિ તેનો ચુકાદો આપવો અને જે સબબે પ્રસંગે તોહમતદાર શખસ ગુન્હેગાર માલમ પડે તે પ્રસંગે, સદરહુ કમિશનરોએ, બીજા કોઈ પણ કાયદામાં વિરૂદ્ધ મજકુર હોય છતાં પણ એવો ફેંસલો કરવો કે સદરહુ શખસને મતદાર તરીકે નોંધવાને અથવા તો પાર્લામેન્ટના સભાસદોની અથવા ડિવિઝનલ અથવા મ્યુનિસિપલ કાઉન્સિલ અથવા ગ્રામ્ય વ્યવસ્થા બોર્ડના સભાસદોની ચુંટણી માટે મત આપવા માટે અથવા પાર્લામેન્ટના સભાસદ તરીકે ચાલુ રહેવાને, અથવા કોઈ જાહેર હોદ્દો ધારણ કરવાને, સુલેહના કમિશનમાં ચાલુ રહેવાને અથવા, દિવાની તેમજ ફોજદારી મુકદમાઓમાં જ્યુરીમાં રહેવાને ના લાયક ગણાશે; અને તે ઉપરથી ઉપર જણાવેલી બાબતોના સંબંધમાં તેને કાયદામાં તદ્દન બિન લાયક ગણવામા આવશે અને તેનું નામ જો કોઈ વર્તમાન મતદારોની યાદીમાં હોય તો તે, તેમાંથી કાઢી નાંખવામાં આવશે અને આ ઉપરથી કાઢી નાંખવામાં આવ્યું છે અને એવી કોઈ પણ ચુંટણી વખતે એવાં કોઈ પણ શખસને આપેલો મત રદ ગણાશે અને સદરહુ ચુંટણીના પરિણામ બાબત કોઈ પણ લાયક કોર્ટમાં વાંધો ઉઠાવવામા આવ્યો હોય તેના કોઈ પણ મુકદમામા તે કાઢી નાંખવાનો અધિકાર છે. હવે પછી ઠરાવ્યું છે તે સિવાય સદરહુ કમિશનરોના શોધનો અથવા નિર્ણયો ગમે તે કોઈ પણ કોર્ટમાં અપીલ અથવા ફરી તપાસને પાત્ર થશે નહિ."

હવે આપણી સમક્ષના ખરડાના ઠરાવો સાથે સરખાવતાં હું જે સુદ્દિનના કાયદાઓનો ઉલ્લેખ કરૂ છું તેના દષ્ટિ બિન્દુ તથા ઉદ્દેશમાં કેટલો બધો તફાવત છે તે તમે જોશો. દક્ષિણ આફ્રિકાના આકટના એક અંગરૂપે ત્રણ મોટાં કમિશનો નીમવામાં આવ્યાં હતા અને મહાન રાજદ્રોહ અથવા રાજકીય પ્રકારના જે બીજા ગુન્હાઓના ગુન્હેગાર જણાય તેવા શખસોની બાબતોમાં સઘળી સજાઓ રદ કરવાની અને તેને બદલે મ્યુનિસિપાલિટીમાં મત આપવાની ના લાયકી રાખવાની તેમને સત્તા આપવામાં

આપી હતી. યુરોપિયનને સલામ નહિ કરવા જેવી નજીવી બાબતોમાં તે ન હતું પણ લડાઇ દરમિયાન રાજ્યદ્રોહ અથવા રાજકીય પ્રકારના બીજા ગુન્હાઓ માટેની સાબિતીમાં, મ્યુનિસિપલ મેમ્બર વીગેરે માટેની એકલી નાલાયકીનીજ શિક્ષા કરવાને ઠરાવેલું હતું.

તે દિવસે હું એક દરખાસ્ત લાવ્યો હતો અને તપાસની કમિટી (અથવા મારી સુચના પ્રમાણે તપાસનું કમિશન) નીમવાની ઇષ્ટતા વિષે સરકારે વિચાર કરવો અને તે કમિશનને, લશ્કરી કાયદાની સંક્ષિપ્ત કોર્ટોએ અથવા લશ્કરી કાયદાના કમિશને કરેલી ગુન્હાની સાબિતીઓ રદ કરવા અથવા તેમાં ફેરફાર કરવા યોગ્ય લાગે તે બાબતમાં નામદાર શહેનશાહની પ્રિવી કાઉન્સિલને ભલામણ કરવાની સત્તા આપવી. હું જે કાયદાનો ઉલ્લેખ કરૂં છું તે મારા અભિપ્રાયને ટેકો આપે છે. હોમ મેમ્બર તરફથી એવું કહેવામાં આવ્યું છે કે સંક્ષિપ્ત કોર્ટોએ કરેલી શિક્ષાઓની ફરી તપાસ કરવા માટે હિન્દુસ્તાન સરકાર બે હાઇ કોર્ટના જજોને નીમવાની છે. મારા માન્યવર, મારે ફરી કહેવું જોઇએ કે હિન્દુસ્તાન સરકાર એક નિયમસરની કોર્ટ નીમી શકશે નહિ. ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ ખરેખર લશ્કરી કાયદો દાખલ કરી શકે અને લશ્કરી કાયદાની રૂએ ચોક્કસ કોર્ટો રચી શકે પણ નિયમસરની કોર્ટ સ્થાપી શકે નહિ. જો આ બે હાઇ કોર્ટના જજો લશ્કરી કાયદા મુજબની શિક્ષાઓની ફરી તપાસ કરે તો તે કોર્ટ થશે નહિ. તેઓ માત્ર હિન્દુસ્તાન સરકાર જે મુકદમાઓના સંબંધમાં કામ લેવા ઇચ્છના હોય તેના સંબંધમાં માત્ર સલાહકાર અને બહુ માનવંત સલાહકાર થશે. પણ ઓ૦ હોમ મેમ્બર આ વિષે ગમે તે વિરૂદ્ધ કહે તે છતાં પણ હું વિશ્વાસથી કહું છું કે લશ્કરી કાયદાના અમલદારોએ કરેલી શિક્ષાઓ ફરી તપાસવાને બે હાઇ કોર્ટના જજો નીમીને તેમને હિન્દુસ્તાન સરકાર કાયદેસર કોર્ટની સત્તા આપી શકે નહિ.

ઓ૦ સર વિલિયમ વિન્સેન્ટ—મેં એવા પ્રકારનું કાંઇજ સૂચવ્યું નહોતું.

ઓ૦ મી૦ માલવિયા—એ વિષેની મારી શંકા દૂર કરવા માટે હું ઓ૦ હોમ મેમ્બરનો ઉપકાર માનું છું. એ બે જજોની સ્થિતિ કેવા પ્રકારની હશે તે જાણવાની સારૂ

મને ઇચ્છા છે. ઓ૦ હોમ મેમ્બર તે વાત જો સ્પષ્ટ કરશે તો હું તેમનો ઉપકાર માનીશ. તેઓ માત્ર સરકારને સલાહ આપશે, તેમના મત કારોબારી સરકારે વિચાર કરવાની માત્ર ભલામણ હશે કે તેમને ગુન્હાની સાબિતીના ઠરાવો રદ કરવાની તથા શિક્ષાઓની માફી આપવાની તથા તે ઓછી કરવાની સત્તા રહેશે તે જાણવાની મને ઇચ્છા છે જેથી વખતનો બચાવ થાય. જો આ બાબત પર ઓ૦ હોમ મેમ્બર કાંઈ પણ પ્રકાશ પાડશે તો હું ઘણો આભારી થઈશ.

(આ વખતે ઓ૦ મી૦ માલવિયા પોતાની જગ્યાએ બેસી ગયા.)

નામદાર પ્રમુખ—ઓ૦ મેમ્બરે પોતાનું ભાષણ આગળ ચલાવવું.

ઓ૦ મી૦ માલવિયા—ઓ૦ હોમ મેમ્બર તરફથી કાંઈ પણ ખુલાસો ન હોવાને લીધે હું માની લઉં છું કે એ બાબત અનિર્ણીત રહેવા દીધી છે. બીજી કોઈ પણ માહિતીના અભાવે હું માની લઉં છું કે આ બે હાઈ કોર્ટના જજો માત્ર સરકારના સલાહકાર થશે. હું નમ્રતા પૂર્વક કહું છું કે તે સંતોષકારક સ્થિતિ થશે નહિ.

વળી, જે મુદ્દાઓ સોંપવામાં આવે તેમાં મેં ઉપર જણાવેલા કેપ ઓફ ગુડ હોપ એક્ટ ૫૦ મી કલમમાં આપેલા થોડા નિર્ણયો દાખલ કરવાની યોગ્યતા વિષે વિચાર ચલાવવા સરકારને વિનંતિ કરૂં છું જે કાંઈ પણ કહેવામાં આવ્યું છે તેની વિરૂદ્ધમાં કાંઇ પણ કહેવામા આવ્યું નથી તે જોતાં, જે સંખ્યાબંધ શખ્શો કેદ ભોગવે છે તેમને વધુ અપમાનો તથા સંકટમાંથી મુક્ત કરવાનો હિન્દુસ્તાન સરકારે નિશ્ચય કરવો જોઇએ. આ બાબત પર વિચાર કરવાનો આ યોગ્ય વખત છે એમ હું જણાઉં છું. જો ખરડો જેમનો છે તેમ રહેવા દેવામાં આવશે તો સ્થિતિ આ પ્રમાણે થશે. આ હાઈ કોર્ટના જજોને જે મુકદમાઓ સોંપવામાં આવશે તેનો તેઓ કેટલો વખત લેશે તે આપણે જાણતા નથી. કેવી રીતે કામ

લેવું તે બતાવવામાં આવ્યું નથી એને વાસ્તે ફરી તપાસને કેટલો વખત લાગશે તેનો કોઇને પણ કાંઇ વિચાર આવી શકે નહિ. ત્યાં સુધી માર્શલ લૉની રૂયે સ્થપાયલી કોઇ પણ કોર્ટે અથવા નિમાયલો કોઇ પણ ઇન્સાફી હોદ્દાની રૂયે કામ કરતા કોઇ પણ અધિકારીએ કરેલી કોઇ પણ શિક્ષાની રૂયે કેદ કરેલો દરેક શખસ સદરહુ શિક્ષા પુરી થાય ત્યા સુધી અથવા ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ મુક્ત કરે ત્યાં સુધી અથવા કોઇ કાયદેસર અધિકારી બીજી રીતે છોડી મૂકે ત્યાં સુધી કેદમાં રહેવાને પાત્ર રહેશે. ખાસ કરીને હોમ મેમ્બરે જે ટીકાઓ કરી છે તે જોતાં એ કાંઈ સંતોષકારક સ્થિતિ નથી. તેણે કહ્યું કે તેણે પંજાબની સરકારની સલાહ લીધી હતી અને તે સરકારનો એવો મત હતો કે જે શખસો લશ્કરી કાયદાના અધિકારીઓએ પસાર કરેલી શિક્ષાઓ ભોગવતા હતા તેમાંના ઘણાને છોડી મૂકવા જોખમકારક થશે. મારી એવી સૂચના છે કે પંજાબના નામદાર લેફ્ટેનન્ટ ગવર્નરને બતાવવું કે જો જોખમ ભરેલા ધારવામાં આવે એવા શખસો હોય તો ચાલુ કાયદાઓ મુજબ ઠરાવો છે કે જેથી ઇન્સાફી રીતે તેમની સામે કામ ચલાવવામાં આવે અને કેદ રાખવામાં આવે. ચાલુ કાયદા મુજબ ઘણા ઠરાવો છે જેથી કારોબારી સરકાર શંકાશીલ અથવા જોખમકારક વર્તણુકના શખસોની સામે કામ લઇ શકે અને તેમને સુલેહ રાખવાને અથવા સારી ચાલચલગત રાખવાનું તારણ થઇ શકે. સાધારણ રીતે કોર્ટમાં ઇન્સાફ કરાવવાને સરકાર મુખત્યાર છે. માર્શલ લૉના અધિકારીઓએ કરેલી શિક્ષાઓ ગેરકાયદેસર હોવા બાબત મહોટી ફરયાદો કરવામાં આવી છે. ઓન હોમ મેમ્બરે આ દલીલની સત્યતા વસ્તુતઃ સ્વીકારી છે અને હું જ જણાઉં છું તેવો કોઇ ઠરાવ દાખલ કરવામાં ન આવે તો, આ દુઃખી માણસોને જેલમાં સબડવું પડશે. આ પ્રમાણે સ્થિતિ હોવાથી, હું એમ જણાઉં છું કે આ શખસોને જે સ્વતંત્રા ભોગવવાનો હક છે તે ભોગવવા સારૂ જલદીથી તેમને છૂટા મુકવા જોઇએ અને જો કોઈ ખોટું કૃત્ય કરવાને લીધે એ સ્વતંત્રતાના તેઓ હકદાર ન હોય તો સાધારણ કાયદાની અદાલતોથી તેમના સંબંધમાં કામ લેવું. આ પ્રકારનો કાંઈ ઠરાવ હોવો જોઇએ. વળી લૉર્ડ હૉસ્ટરીની ટીકાઓ તરફ ધ્યાન ખેંચવાની મને ભાગ્યેજ જરૂર છે તે ટીકાઓ પંજાબની હાઇ કોર્ટના વકીલ શેખ ઉમર બક્ષે એક ઉપયોગી

ચોપાનિયામાં આપી છે. "ઈગ્લાંડના કાયદાઓ" માં લશ્કરી કાયદ વિષે લૉર્ડ હૉલ્સબરી શું કહે છે તે તમો નામદારે તથા કાઉન્સિલે જોયું હશે. તેમાં જણાવ્યું છે કે અવ્યવસ્થાનો અંત આવ્યો કે લશ્કરી સત્તા બંધ થાય છે અને દિવાની અદાલતોની સત્તા એની મેળેજ અમલમાં આવે છે. પંજાબમાં અવ્યવસ્થા લાંબો વખત અગાઉ બંધ પડી હતી અને લશ્કરી કાયદો પણ થોડેક અંશે મે તથા થોડેક અંશે જુનમાં અને છેવટે ગયે મહિને બંધ કરવામા આવ્યો હતો.

મારા ધારવા પ્રમાણે ૨૮ મી અથવા ૨૯ મી ઓગસ્ટે બંધ કરવામાં આવ્યો હતો. વાસ્તે હું જે પદ્ધતિ સુચવું છું તે પ્રમાણે ચાલવું એજ ખરી પદ્ધતિ છે. દક્ષિણ આફ્રિકાના એક્ટની ૫૦ મી કલમ કે જે તરફ મેં ધ્યાન ખેંચ્યું છે એવો કોઇ ઠરાવ ઘડવો જોઇએ જેથી કરીને, ખૂન અથવા રાજ્યદ્રોહના ગુન્હા ન હોય તો કેદ ભોગવતા શખસોનો જલદીથી છુટકારો થાય અને આ રાજદ્રોહી માણસોની સામે પણ સાધારણ રીતેજ કામ ચલાવવા દો. આ માણસોને નવેસરથી ઇન્સાફ કરાવવાનો હક આપો. થોડાને તેમ કરવું ન પણ પસંદ પડે.

લશ્કરી કાયદાની મર્યાદાઓ ધ્યાનમાં રાખવી જરૂરની છે. તે જુદી જુદી ઠેકાણે ઘણીજ સંભાળ પૂર્વક સમજાવવામા આવી છે. તે ઈંગ્લાંડના ફોજદારી કાયદનાં ઇતિહાસપરની તેમની ચોપડીમાં સર જેમ્સ ફિટ્ઝ જેમ્સ સ્ટીવને ઘણી સરી રીતે સમજાવ્યા છે. વખત બચાવવા સારૂ હું માત્ર તેમનો સારાંશ આપીશ. તે કહે છે કે હું લશ્કરી કાયદાનો મારો મત હેઠળના સંક્ષેપમા સિદ્ધાંતોમાં આપીશ.

(૧) લશ્કરી કાયદો એ કોઈ હુમલો દાબી દેવા અથવા વ્યવસ્થા અને કાયદેસર સત્તા સ્થાપવા સારૂ લશ્કરી બળ વડે રાજ્યના અમલદારોએ નિરંકુશ સત્તા ધારણ કરવી તે.

(૨) તે હેતુ માટે જેટલે દરજ્જે અને જે રીતે જરૂર હોય તેટલા દરજ્જા સુધી, જાનમાલનો નાશ કરવામા પણ શારીરિક બળનો ઉપયોગ કરે તો અમલદારો વ્યાજબી ઠરે છે. તેઓ ક્રૂર અને હદપારનો જુલમ વાપરે તો તે ન્યાયપુરઃસર નથી. પણ એવા અત્યાચાર માટે તેઓ દિવાની

તેમજ ફોજદારી રીતે જવાબદાર છે. તોફાન દાબી દેવામાં આવે પછી, અને ન્યાયની સાધારણ અદાલતો પાછી ઉઘડે પછી તેઓ શિક્ષા કરવામાં વ્યાજબી નથી. જે નિયમ તેમની જોખમદારીની તુલના કરવામાં આવે છે તે રાઇટ વિરૂદ્ધ ફિટ્ઝ જેરાલ્ડના મુકદમામાં દર્શાવેલો છે. રાઇટ કલોન્મેલનો ફ્રેન્ચ શેઠ હતો જે સને ૧૭૯૮ માં આયર્લેન્ડનું હુલ્લડ દાબી દેવા પછી—

નામદાર પ્રમુખ—ઓ૦ મેમ્બર એક વાત ફરીથી કહી શકશે નહિ. તમારે ખરેખર તે ફરી કહેવું જોઇએ નહિ. તમે રાઇટ વિરૂદ્ધ ફિટ્ઝરાલ્ડનો મુકદમો અડધો કલાક સુધી કહી ચૂકયા છો.

ઓ૦ પંડિત માલવિયા—મારા માન્યવર, હું તો સર જેમ્સ ફિટ્ઝ જેમ્સ સ્ટીવનનો ઉપસંહાર ટાંકું છું.

નામદાર પ્રમુખ—મને તે વિદિત છે. પણ આપણે સઘળાએ આજ બપોરે અર્ધો કલાક સુધી રાઇટ વિરૂદ્ધ ફિટ્ઝજેરાલ્ડનો મુકદમો સાંભળ્યો છે અને અમારે તે ફરીને સાંભળવો એ હું ઇચ્છતો નથી.

ઓ૦ પંડિત માલવિયા—ઠીક સારે, મારા માન્યવર. ત્યાર પછી સર જેમ્સ ફિટ્ઝ જેમ્સ સ્ટીવન આગળ હેઠળ પ્રમાણે કહે છે:—(૩) કોર્ટ માર્શલ જે કહેવામાં આવે છે જે અર્થમાં માર્શલ લૉનો વહિવટ ચલાવાય છે તે ખરૂં જોતાં કોર્ટ માર્શલ નથી અથવા કોઈ પણ રીતની કોર્ટજ નથી. તે તો માત્ર કમિટીઓ છે અને તે સરકારે ધારણ કરેલો મુનસફીની સત્તાનો અમલ કરવા સારૂ રચવામાં આવે છે. એક તરફ, મ્યુટિની એકટ તથા આર્ટિકલ્સ ઓફ વૉરમાં જણાવેલી રીત તેમને વર્તવાની ફરજ પાડવામાં આવી નથી. બીજી તરફ, જો તેઓ તેમ વર્તે તો તેમનું તેથી રક્ષણ કરવામાં આવતું નથી. કારણ કે ખરેખરી કોર્ટ માર્શલના સભાસદના

છે. મેં કયારનું જણાવ્યું છે કે ખરડાની ૨ જી કલમથી દાવાનો પ્રતિબંધ કરવામાં આવ્યો છે. તે કલમમાં કહ્યું છે કે,

"વ્યવસ્થા જાળવવા અથવા સ્થાપવા વીગેરે સારૂ કરેલાં કામના સંબંધમાં, કોઇ પણ સરકારી અમલદાર વિરૂધ્ધ કાંઇ પણ મુકદમો અથવા કામ, દિવાની કે ફોજદારી ચાલી શકશે નહિ; તે એવી શરતે કે સદરહુ અમલદાર અથવા શખસ, શુદ્ધ બુદ્ધિથી અને તેનું પગલું સદરહુ કારણ સારૂ જરૂરનું હતું એવી વ્યાજબી માન્યતાથી વર્ત્યો હોવો જોઇએ અને પછી ૩ જી કલમ આવે છે જેમાં જણાવેલું છે કે "કોઇ પણ કામ સરકારી અમલદારના હુકમોથી કરવામાં આવ્યું હતું એવી મતલબનું સરકારના સેક્રેટરીનું સર્ટિફિકેટ, વિરૂધ્ધ પુરવાર થાય તે સિવાયને પ્રસંગે ૨ જી કલમના કારણ સારૂ, નિર્ણયકારક સાબિતી ગણાશે."

હવે આ બે કલમોનું, એક સાથે લઇએ તો, પરિણામ એ આવશે કે કોઇ પણ ખાનગી શખસ માટે સફળ થવાનો સંભવ ઘણોજ થોડો થઇ જશે. અને એ વ્યાજબી નથી એ મારે જણાવવું જોઇએ. આ ખરડાના ઠરાવો કેવો અન્યાયપણે અમલ થશે તેનો હું દૃષ્ટાંત આપીશ અને જે શખસને કોઇ ઇજા થઈ હોય તેને ન્યાય મેળવવાનું પણ અશકય થઇ પડશે. અમૃતસરમાં એક બનાવ બ યો હતો તેનો આપણે દાખલો લઇશું તે ગુરડિયલસિંહ સલારિયા, બારિસ્ટરને લગતો છે. આ ગૃહસ્થ સને ૧૯૧૯ ના એપ્રિલની ૧૦ મી તારીખે બીજા કેટલાકો સહિત ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં હતો. તે વખતે તેણે સાંભળ્યું કે દેશપારની શિક્ષાઓને લીધે હુલ્લડ થયું હતું અને લોકોપર ગોળીબાર કરવામા આવ્યો હતો. તેણે તથા બીજા મિત્રોએ સાથે મળી મસલત કરી અને ડેપ્યુટી કામશનરને ખબર કરવાનો વિચાર કર્યો કે તેઓ જઇને મદદ કરવા તૈયાર છે. તેથી તેની રજાથી તેઓ લોકોને શાંત પાડવા ગયા. તેઓ ત્યાં ગયા અને તે ગૃહસ્થે તથા તેના મિત્રોએ લોકોને શાંત પાડવા તથા તેમને પાછા હઠાવવાને લાંબો વખત સુધી મહેનત કરી. રેલ્વેના પુલ ઉપરથી લોકોને પાછા કાઢવાને તે ધણે દરજ્જે ફતેહમંદ નીવડયો અને તે પોતાનું કામ વધુ સારી રીતે કરી શકે તેટલા સારૂ ડેપ્યુટી કમિશનરની મદદ વડે એક પોલીસ પાસેથી ઘોડો લીધો અને લોકોને પાછા ફરવાની વિનંતિ કરતો આસપાસ ફરી વળ્યો. જ્યારે તે આ પ્રમાણે કરતો હતો ત્યારે, લશ્ક

રીઓએ લોકો પર ગોળીબાર કર્યો. પૂલ આગળ એક ટોળું હતું. તેણે લશ્કરીઓને ગોળી છોડવાને તૈયાર જોયા અને તેમને અટકાવવા સારૂ તેણે પોતાથી બનતા મોટા અવાજે બૂમ પાડી. લોકોને પાછા જવાને સમજાવવા સારૂ થોડો વખત આપવા તેણે ડેપ્યુટી કમિશનરને વિનંતિ કરી અને જ્યારે તે કહેતો હતો ત્યારે, આ ગ્રહસ્થને ગોળી છોડવાની ચેતવણી આપ્યા વગર તેઓ એકદમ એકાએક ગોળી છોડવા મંડી ગયા. ભાગ્યવશાત તે છટકી ગયો. માર્શલ લૉના કમિશન આગળના એકરારમાં ડેપ્યુટી કમિશનરે જણાવ્યું હતું કે આ ગૃહસ્થ મી૦ ગુરડિયલ સિંહ લોકોને હઠાવવાને તેની રજાથી ગયો હતો અને તે ખરેખર રીતે તેમ કરવા પ્રયત્ન કરતો હતો." તેણે વધુ જણાવ્યું કે જ્યારે ગુરડિયલસિંહ તેમને પાછા હઠાવવા પ્રયત્ન કરતો હતો ત્યારે લોકોના જોખમભરેલા ધસારાને લીધે ગોળીબાર કરવાની જરૂર હતી તે એક મિત્ર હતો એવી રીતે લશ્કરી સિપાઇઓને કહેવામાં આવ્યું હતું. તેને ગોળી લાગી જવાનું ગંભીર જોખમ હતું અને બહાદુરીથી તથા મક્કમપણે ટોળાને પાછા હઠાવવા સારૂ પ્રયત્ન કરવા માટે તેને માન ઘટે છે." જ્યારે ગુરડિયલસિંહનો ઈન્સાફ કરવામાં આવ્યો ત્યારે ડેપ્યુટી કમિશનરે આ કેફિયત રજુ કરી હતી. હવે, ગુરડિયલસિંહ આ પછી ઘેર ગયો. આ તા૦ ૧૦ મી એપ્રિલને દિને હતું. ૨૩ મી મેને રોજ એક પોલીસમૅન તથા એક સફેદ કપડાવાળો કોન્સ્ટેબલ તેની પાસે કોર્ટમાં ગયો અને તેને કોટવાલી તેની સાથે જવાને કહ્યું, જ્યાં પોલીસે તેને બોલાવ્યો હતો. તે ત્યાં ગયો અને મારા ધારા પ્રમાણે તેને ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ આગળ રજુ કરવામાં આવ્યો હતો તેને થોડાક પ્રશ્નો પૂછવામાં આવ્યા અને તેને સભ્યતા પૂર્વક કહેવામાં આવ્યુ કે તેને જેલ જવાનુ હતું અને ત્યા તેને પુરી રાખવામાં આવશે. આ ગૃહસ્થને અમૃતસરમાં બેએક દિવસ રાખવામાં આવ્યો અને ત્યાથી તેને બેડી પહેરાવીને લાહોર લઇ જવામાં આવ્યો. ૨૬ મી એની સવારે તેને લાહોરના રેલ્વે સ્ટેશનથી મોન્ટગોમરી હૉલ સુધી પગે લઇ જવામા આવ્યો અને ત્યા તેને આખો દિવસ જમીન પર બેસાડી મુકવામાં આવ્યો હતો ત્યાર પછી તેને સેન્ટ્રલ જેલમાં લઇ જવામાં આવ્યો અને ૯×૨- ફીટના લોખંડના પાંજરામાં તેને મુકવામાં આવ્યો જોકે તેને બીજી જગ્યામા મૂકવા માટે તેના વકીલે ૨૦ રૂપિયા આપ્યા,

હતા. તેને તે બીજી જગ્યાએ બીજે દિવસે સવારમાંજ લઈ જવામાં આવ્યો પણ થોડા વખત પછી તો તેને ત્યાંથી પણ બીજા કેદખાનામાં લઇ જવામાં આવ્યો.

આ ગ્રહસ્થને ૨૩ મી તારીખે પકડવામાં આવ્યો હતો. અને ૫ મી એપ્રિલને રોજ તા૦ ૬ ઠીએ હડતાળ પાડવામાં ભાગ લીધાનો તેના ઉપર તોહમત મુકી તેને ઈન્સાફ માટે ઉભો કરવામાં આવ્યો હતો. એક સર્જન (અને મારા ધારવા પ્રમાણે તે સિવિલ સર્જન હતો) ની જુબાની પરથી એમ સાબિત થયુ હતું કે તે દિવસે તે ઘેર માંદો પડેલો હતો. તેનાપર બીજું તોહમત એ હતું કે તે સત્યાગ્રહના દિવસે એટલે તા૦ ૬ ઠીની સભામાં ભાષણ આપવાનો હતો. તેણે ભાગ લીધાનું કબુલ કર્યું અને તે સભામાં તેણે ભાગ લીધા માટે તેને માન ઘટે છે. તેની સામે ત્રીજું તોહમત એ હતું કે તા૦ ૧૦ મી એપ્રિલને રોજ તેણે રેલ્વે પુલ આગળ લોકોના ટોળાને ઉશ્કેર્યું હતું, જ્યારે ખરેખર રીતે તો પોતાના જીવના જોખમે તેણે લોકોને શહેર તરફ પાછા વાળવાનો પ્રયત્ન કર્યો હતો. વળી તેના પર એવું તોહમત પણ મૂકવામાં આવ્યું હતું કે થોડા પર આખા શહેરમાં ફરીને તેણે ઉશ્કેરણી ભરેલું ભાષણ આપ્યુ હતું. હું અગાઉ જણાવી ગયો છું કે ડેપ્યુટી કમિશનરને તપાસવામાં આવ્યો હતો અને તેણે એવી જુબાની આપી હતી કે એ ગ્રહસ્થે પોતાના જોખમે લોકોના ટોળાને દાબી દઇને તેમને શહેર તરફ પાછા વાળવાનો પ્રમાણિકપણે પ્રયત્ન કર્યો હતો. ડેપ્યુટી કમિશનરને આ પ્રમાણે પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો. "મી૦ ગુર્ડિયલસિંહે તા૦ ૧૦મી એપ્રિલ ૧૯૧૯ ને રોજ લોકોને પાછા હઠાવવા સારૂ બનતો પ્રયત્ન કર્યો હતો તે તમે ખાતરીથી જાણો છો ? જવાબમાં તેણે કહ્યું "હા, મે જે કામ જોયું તે ઉપરથી માત્ર એજ અનુમાન બાંધી શકાય." પછી પ્રશ્ન પુછવામાં આવ્યો કે "લોકોને બુમ પાડતાં અને ગાડીના પુલ પર લોકોને વિખેરાઇ જવા આજીજી કરતા તમે તેને ખુદ જોયો હતો ?" પ્રત્યુતરમાં તેણે જણાવ્યુ "હા, મને તેની બરાબર યાદ છે. લોકોને વધારે સારી રીતે કહેવા સારૂ તે એક ઉંચી જગ્યા પર ગયો હતો." પછી તેને પુછવામાં આવ્યું કે "લોકો વિરૂધ્ધના તેના પ્રયત્નો તથા વલણ તમને ખરેખરાં લાગ્યાં ?" જવાબ વાળવામાં આવ્યો કે "હા હું ચોક્કસપણે ધારૂં છું કે તે પ્રમાણિક હતા." પછી વળી પૂછ-

વામાં આવ્યું," શું ગુરદિયલસિંહ જ્યારે તે લોકોની સામે દોડતો હતો અને તેમને પાછા જવાનું કહેતો હતો અને તેથી તેણે ખરેખરી સેવા બજાવી હતી ત્યારે તેને ગોળી વાગવાનો ભય હતો? તેણે જવાબમાં જણાવ્યું. "હા, લોકોના ભયભરેલા ધસારાને લીધે, જ્યારે તે તેમને પાછા હઠાવતો હતો ત્યારેજ ગોળીબાર કરવાની જરૂર પડી હતી અને જો કે તેને સિપાઇઓને એક મિત્ર તરીકે બતાવવામાં આવ્યો હતો છતાં તે ગોળી વાગવાના સખ્ત ભયમાં હતો." હવે આ ગ્રહસ્થે જે સઘળું કર્યું તે છતાં તેને ઇન્સાફ માટે ઉભો કરવામાં આવ્યો હતો અને ૨૩ મી મેથી તેને લગભગ દોઢ મહિનો સુધી કેદમાં રાખવામાં આવ્યો હતો. મેં ઉપર જણાવ્યા પ્રમાણેના સઘળા માનભંગ અને અપમાન તથા દુઃખ તેના પર નાંખવામાં આવ્યા હતા. એની બાબતના ચુકાદામાં માર્શલૉ કમિશને કહ્યું હતું કે "આ તોહમતદાર ૬ ઠી એપ્રિલની સભામાં હાજર હતો. (તે અલબત, કમિશનની નજરમાં ગુન્હો હતો). પણ તે કાવતરાંમાં જોડાયો હતો એવી અમારી ખાત્રી થઇ નથી. ડેપ્યુટી કમિશનરે જુબાનીમાં જણાવ્યું તે પ્રમાણે, તેના કાર્યો ઉપરથી જણાય છે કે તે અધિકારીઓને પોતાની ઉત્તમ શક્તિ અનુસાર અને પોતાના કાંઇક જોખમે ટેકો આપતો હતો. હંસરાજ (શહેનશાહ તરફનો સાક્ષી) તેને કોઇ પણ કામો લાગુ પાડતો નથી. તે માત્ર એટલુંજ જણાવે છે કે ગુર્દિયલસિંહે બેશીરને જણાવ્યું હતું કે તેણે ૧૦ મી તારીખે તેનાથી બનતું કર્યું હતું. મી॰ હબેટે (શહેનશાહ તરફનો એડવોકેટ) તેની સામેના મુકદમા માટે દબાણ કર્યું નથી અને અત્રે તેને છોડી મૂકીએ છીએ.

હવે, જો મી॰ ગુર્દિયલસિંહ પોતાને થયલા અત્યંત ગેરવ્યાજબી અન્યાય માટે કાંઇ ઇલાજ, કાંઇ બદલો મેળવવા પ્રયત્ન કરે તો તેની સ્થિતિ શું થાય તે હું પુછું છું. અવ્યવસ્થાને વખતે સરકારને તથા જાહેર પ્રજાને પોતાના જીવના જોખમે અમૂલ્ય સેવા બજાવનાર શખસનો આ દાખલો છે. ડેપ્યુટી કમિશનર તથા પોલિસ સુપરિન્ટેન્ડન્ટ જેમણે તેને જોયો હતો તે અમૃતસર હતા ત્યારે આ ગ્રહસ્થને પકડવામાં આવ્યો, તેને અપમાન ભરેલી રીતે બેડી પહેરાવવામાં આવી, અને દોઢ મહિનો કેદમાં રાખવામાં આવ્યો, પોતાના બચાવનો બંદોબસ્ત કરવા સારૂ ચિંતા, દુઃખ અને અપમાન તથા માનભંગ સહેવા પડ્યા હતા. અને છેવટે તેને છોડી દેવામાં આવ્યો તે

કારને સલાહ આપે એવી આશા રાખીએ તો તે વ્યાજબી ગણાય. ધારણ રીતે આ પ્રમાણે થવું જોઇએ. પણ કમનસીબે પરિસ્થિતિના સંજોગોમાં જે ખાનગી શખસોને ખમવું પડ્યું છે તેમને માટે આ રીતિ અનુસાર કામ લેવામાં આવે એવી વ્યાજબી અપેક્ષા રાખી શકાય તેમ નથી. કારણ કે, સત્ય હકીકત એવી છે કે ચોક્કસ જાતના લોકોએ કરેલાં અન્યાય ભરેલા કૃત્યો સામે ઘણો રોષ બતાવેલો મેં સાંભળ્યો છે છતાં, જેઓએ પોતાના જાન ખોયા છે, તેમની તરફ અથવા તેમના સગાં સંબંધીઓ તરફ અથવા તો રમખાણોને લીધે જે બીજાઓને ખમવું પડ્યું છે તેમની તરફ દિલસોજીનો એક શબ્દ પણ સરકાર તરફથી અથવા અમલદારો તરફથી નીકળ્યો નથી. મને એ જણાવતાં દિલગીરી થાય છે છતાં પણ મારે તે જણાવવુંજ જોઇએ તેમણે જે કાંઇ દિલસોજી બતાવી છે તે માત્ર યુરોપીઅન પ્રજાબંધુઓ તરફજ દર્શાવી છે અને તેમાં હું સરકારના અમલદારો સાથે ભાગ લઉં છું. જ્યારે આવા જુલમ ભરેલા બનાવો બન્યા છે, જ્યારે આટલી બધી ખુવારી થઇ છે ત્યારે જે માણસોને દુઃખ પડ્યું તેમની તરફ સરકાર તરફથી કાંઈ પણ સહાનુભૂતિનો એક શબ્દ પણ કહેવામાં આવ્યો નથી એ ખરેખર શોચનીય છે.

ઓ૦ સર વિલિયમ—હું બે શબ્દોમાં ખુલાસો આપીશ. મેં કાઉન્સિલમાં નિખાલસપણે કહ્યું હતું કે જાનની જે ખુવારી છે તે માટે મારાકરતા કોઇ વિશેષ દીલગીર થનો હશે નહિ. તેમની તરફ કાંઇ પણ દિલસોજી બતાવવામાં આવી નહોતી એજ કહેવું ગેરવ્યાજબી છે.

ઓ૦ પંડિત માલવિયા—ઓ૦ મેમ્બરનો હિન્દીઓ તરફ સહાનુભૂતિ બતાવવાનો ઇરાદો હતો એમ હું માની લઉં છું, એનો હું સ્વીકાર કરૂં છું.

ઓ૦ સર વિલિયમ—માત્ર ઇરાદોજ નહિ પણ મેં ખુદ તેમ કર્યું હતું.

ઓ૦ પંડિત માલવિયા—ઓ૦ મેમ્બરે, જે હિન્દીઓ તથા યુરોપિયનો માર્યા ગયા હતા તેમની તરફ તેણે દિલસોજી બતાવી હતી એવી ખાતરીથી મને સંતોષ થાય છે. પણ જો કોઇ એવી બાબત હોય કે જેની હકીકતો ઉપરથી તેમ કરવું વ્યાજબી જણાય તો, નામદાર શહેનશાહની પ્રજાને પીડનારા, તેમને અન્યાય કર-

નારાઓને સરકાર પોતાનીજ મેળે ઇન્સાફ માટે ઉભા કરશે એવા પ્રકારની જાહેર પ્રજાને ખાતરી આપવા સારૂ સરકારનું વલણ વધારે દિલસોજીવાળું હોવાની મેં આશા રાખી હતી. અને આ ઉપરથી હું પ્રશ્નના બીજા સ્વરૂપ ઉપર આવું છું. અને તે લોકોને થયલા નુકસાનનો બદલો છે. સને ૧૯૦૦ના ૬ ઠા એક્ટ (કેપ ઓફ ગુડ હોપના એક્ટ) માં, લશ્કરી કામોને લીધે લોકોને થયલા નુકસાનના બદલા માટે ઠરાવ કરવા સારૂં એક પ્રકરણ આપેલું છે. ખરડાની પાંચમી કલમમાં આ પ્રમાણે ઠરાવ કરેલો છેઃ—"જે પ્રસંગે, લશ્કરી કાયદા હેઠળ કોઈ પણ શખ્સની મિલકત સરકારના કોઈ પણ અમલદારે લીધી હોય અથવા તે વાપરી હોય પછી તે અમલદાર સિવિલ હોય કે મિલિટરી હોય, તે પ્રસંગે પ્રત્યક્ષ સદરહુ લેવા અથવા વાપરવાથી થયલું ગણી શકાય એવા કોઇ પણ નુકસાન માટે વ્યાજબી બદલો સદરહુ શખ્સને ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ આપશે. અને કાંઇ કબૂલાત ન હોય તો, તેની કિંમત, એ અર્થે ડિસ્ટ્રિક્ટ જજ કરતાં ઓછા દરજ્જાનો ઇન્સાફી હોદ્દો ધારણ કરતો ન હોય એવો સરકાર નીમેલ શખસ નક્કી કરશે." ખરડામાં લશ્કરી કારણો સારૂ વાપરેલી મિલકતના નુકસાન માટેના બદલા વિષેજ કહેવામાં આવ્યું છે. પણ લશ્કરી અમલને લીધે જે જાનની ખુવારી થઈ તે વિષે શું? ખચિત ખોવાયલી કોઇ પણ મિલકત કરતાં જીંદગીઓ વધારે કિંમતી છે. યોગ્ય રસ્તો તો એ થાત કે આ ખરડામાં એક એવો ઠરાવ દાખલ કરવો કે આ આકટ મુજબ એક કમિટી સ્થાપવી અને તે કમિટીને, જેમણે જાન ખોયા હોય, અથવા કોઇ અંગ ખોયું હોય અથવા તો જેમણે માલમિલકત ખોયાં હોય તેમને શું બદલો આપવો તે નક્કી કરવાની સત્તા આપવી. આ બાબતની પણ ખરડામાં ખામી છે અને તેટલાજ માટે હું સરકારને એ બાબતપર ફરી વિચાર ચલાવવા નમ્રતાપૂર્વક કહુ છું.

મારી સૂચના એવી નથી કે મુક્તિનો ખરડો દાખલ કરીને પસાર કરવો નહિ. એ તો કાઉન્સિલે જોયું હશે. પણ મારી સૂચના એવી છે કે તે ખરડો હમણા દાખલ કરવો જોઇએ નહિ અને તપાસની કમિટીનો રિપોર્ટ આવતાં સુધી તે રહેવા દેવો જોઇએ. કેટલાક લોકોને જણાય છે કેમ આ કાંઈ એક બનાવટી સૂચના નથી. બળવાના દિવસો પછી ઇન્ડેમ્નીટીનો કાયદો પસાર કરવાને સરકાર કાંઈ ઉતાવળમાં નહોતી. ઇન્ડેમ્નિ-

નો કાયદો સને ૧૮૬૦ માં પસાર થયો હતો. હિન્દુસ્તાન સરકારે તે ૭ ઓગસ્ટ સને ૧૮૬૦ ને દિને મંજુર કર્યો હતો, એટલે કે બળવો ઊભી દેવામાં આવ્યા પછી બે વર્ષે તે પસાર થયો હતો. સરકાર આ ખરડાના સંબંધમાં આગળ ચાલશે નહિ તો સરકાર કાંઈ અવિચારી કહેવાશે નહિ અને કોઈ પણ હિત જોખમમાં આવશે નહિ. મને જે રીપોર્ટો મળે છે તેથી આ કાઉન્સિલ સમક્ષ આગ્રહ કરવાને મને પુષ્ટિ મળે છે. જુદી જુદી જગ્યાઓએથી મારાપર વર્તમાનપત્રો, તારો તથા પત્રો આવે છે અને તેમાં સરકારે ઇન્ડેમ્નિટીના ખરડાના સંબંધમાં આગળ ચાલવા જે નિર્ણય કર્યો છે તે તરફ સામાન્ય હિન્દી પ્રજાના અસંતોષની ઉંડી લાગણી પ્રદર્શિત કરવામાં આવી છે. લાહોરથી મને મળેલો તાર હું વાંચી સંભળાવીશ. તે આ પ્રમાણે છેઃ—પંજાબની પ્રજા ગયા એપ્રિલમાં બનેલા બનાવોના સંબંધમાં તપાસની કમિટીની માંગણી કરતી નથી એ પ્રમાણે ઇમ્પીરિયલ લેજીસ્લેટિવ કાઉન્સિલની તાજેતરની બેઠક વખતે ઓ૦ મલિક ઉમર હયાતખાને જે કહ્યું હતું તે તરફ લાહોરના ઇન્ડિયન એસોસિએશનના સભાસદો મજબૂતપણે વાંધો દર્શાવે છે. ખરેખર રીતે તો દેશના વહિવટની સાથે સંબંધ ધરાવતા ન હોય એવા શખ્સોનું એક શાહી કમિશન બારીકાઇથી તપાસ કરે એવી આખા પ્રાંતની માગણી છે. પ્રતિષેધની જાહેર સભાઓ, ફરમાનો તથા સરકારી હુકમોને લીધે ભરી શકાય એમ નથી એ બીનાનો ખોટો અર્થ કરવો જોઇએ નહિ. યોજેલો ખરડો હાલના તબક્કે પસાર કરવો એ અકાળિક થશે એટલુજ નહિ પણ યોગ્ય રીતે તપાસ કરવાના કામને હાનિકારક થશે એવો પંજાબનો મજબૂત જાહેરમત છે અને તે તેઓ પ્રદર્શિત કરવા ઇચ્છે છે. લશ્કરી કાયદો જાહેર કરવાની અગત્યના સંબંધમા તથા તેના અમલ માટે સૂચનાયક્ષાં પગલાં તથા અખત્યાર કરેલી પધ્ધતિના સંબંધમા તપાસનું કમિશન પોતાનો ચુકાદો જાહેર કરે તે પછી અમલદારોનુ રક્ષણ કરવા માટે એક કાયદો કરવાને પુષ્કળ વખત મળશે. પંજાબના એસોસિએશનને એમ લાગે છે કે ગમે તેમ પણ માર્શલ લૉ કમિશનો તથા અમલદારોએ ગેરકાયદેસર રીતે કરેલી શિક્ષાઓને ન્યાયપૂર્વક કરેલી ઠરાવવાની જરા પણ અગત્યતા નથી. તેઓ એવી પ્રાર્થના કરે છે સરકાર ખરડાને હમણા રહેવા દેવા મહેરબાની કરશે.''

મને જે કેટલાક તારો મળ્યા હતા તેમાંનો આ એક છે. જાહેરમત કેવી રીતે પ્રદર્શિત થયો છે તે પણ હું બતાવવાને ઇચ્છું છું. નેશનલ લિબરલ એસોસિએશનના ઉપપ્રમુખ સર નારાયણ ચંદાવરકરે હિન્દી પ્રધાનને તથા તમો નામદારને થોડા દિવસ પર એવો તાર કર્યો હતો કે મુક્તિનો ખરડો હમણાં રહેવા દેવો જોઇએ કારણ કે તેની જરૂર, નીમાઈ ચૂકેલા કમિશનની તપાસના પરિણામ ઉપર આધાર રાખે છે. વળી, "કેપીટલ" માં લખતાં "ડિયરે" જણાવ્યું છે કે મુક્તિનો કાયદો પસાર થયા પછી કમિશનના શોધનોમાં માત્ર વિદ્વત્તા પુરતોજ રસ રહેશે. યોજેલી તપાસની કમિટી વિષે લખતાં લંડનનું "ડેઇલી ન્યૂસ" પત્ર જણાવે છે કે "તપાસ શરૂ કરવામાં આવે તે પહેલાં ઇન્ડેમ્નિટીના કાયદાથી અધિકારીઓનું રક્ષણ કરવાના નિશ્ચયથી પંજાબની અધિકાર વર્ગની નીતિનો તદ્દન ઢાંકપીછોડો કરવાનો બંદોબસ્ત એવડી રીતે એ કસ થયો છે. આ રાજ્યનીતિ કે જે માટે કાંઈપણ બચાવ નથી તે લડાઇના પહેલા વર્ષમાં સીવૉનના રમખાણો પછી લીધેલાં દુઃખદાયક પગલાંની યાદ આપે છે. આવી અક્રિટિશ કુનેહથી બ્રિટિશ નામને એબ લાગે છે." કમિટી રીપોર્ટ કરે તે પહેલાં આ ખરડાના સંબંધમાં આગળ ચાલવાની નીતિ તરફ દરેકે દરેક હિન્દી પત્રે સખત લખ્યું છે. લીડર, બૉમ્બે ક્રોનિકલ ધી નેશન, ધી બેન્ગોલી તથા બીજા પત્રોના અભિપ્રાયો ટાંકવાનો મને મુદ્દલ વખત નથી પણ "ઇન્ડિયન સોશિયલ રીફૉર્મર" માં સર નારાયણ ચંદાવરકર તરફથી લખાયલા એક ઘણા અગત્યના લેખ તરફ ધ્યાન ખેંચવું હું જરૂરનું ધારું છું. આ મુક્તિનો ખરડો રજુ કરવા સારૂ ઓ૦ હોમ મેમ્બરે પોતાના મતના ટેકામાં "રાજ્ય બંધારણના કાયદાના એક હિન્દી અભ્યાસક" નો નનામો પ્રસિદ્ધ થયેલો પત્ર રજુ કર્યો હતો. હું તો જરા અચરત પામ્યો. હિન્દુસ્તાન સરકારના ઓ૦ હોમ મેમ્બર તે સરકારે નક્કી કરેલી નીતિના ટેકા માટે એક નનામા લેખક પર આધાર રાખે એ એક મહાન અજાયબી હતી. છતાં એ ઓ૦ હોમ મેમ્બરને લાગતુવળગતુ છે. હવે હુ આ ખરડાના વિવેચનમા એક ઘણો અમૂલ્ય મ તેમની આગળ રજુ કરું છુ તે મત એક એવા ગ્રહસ્થનો છે કે જેણે સુધી મુબઇની હાઈ કોર્ટના એક માનવંત જજ તરીકે અને કેટલોક તે કોર્ટના વડા જજ તરીકે કામ કર્યુ હતુ. અગત્યના પ્રસંગોએ

ગે રાજકીય પ્રશ્નો ઉપર સુવિચાર યુક્ત અભિપ્રાયો આપીને સરકારને યા પ્રજાને ઉપકાર કર્યો છે. "ઇન્ડિયન સોશિયલ રિફોમેરમાં લખતાં ર નારાયણ ચંદાવરકર જણાવે છે કે "સઘળા અમલદારોને તાજેતરના મખાણો સંબંધમાં તેમના કાર્યોને માટે દોષમુક્ત કરવા સારૂ બનતી ઘગવડે વહેલામાં વહેલો મુક્તિનો ખરડો દાખલ કરવાના હિન્દુસ્તાન સરકારના નિર્ણય તરફ સંકુચિત મનના હિન્દી રાજ્યદ્વારીઓએ વિરોધ દર્શાવ્યો છે તે વિષે કેટલેક ઠેકાણે અજાયબી થઇ છે."

સદરહુ પગલાંના સિદ્ધાંત તથા નીતિના ટેકામાં રાજ્ય બંધારણના ધારાશાસ્ત્રી એ. વી ડાઇસીનું પ્રમાણ ટાંકવામાં આવ્યું છે. પણ મી૦ ડાઇસી પોતાના "એ લીપ ઇન ધી ડાર્ક" નામના પુસ્તકમાં શું કહે છે તે આ રહ્યું. સર નારાયણ પોતાના લેખમાં જણાવે છે તેમ તે પુસ્તક સને ૧૮૯૩ માં પ્રસિધ્ધ થયું હતું. તેનો હેતુ, તે વર્ષે પાર્લામેન્ટમાં દાખલ થયલા આયરીશ સ્વરાજ્યના ખરડાના મુખ્ય સિધ્ધાંતોનું અવલોકન કરવાનો હતો. મી૦ ડાઇસીના મત પ્રમાણે તે ખરડાની એક સૌથી અગત્યની ખામી એ હતી કે યોજવા ધારેલી આયરીશ પાર્લામેન્ટની કાયદા કરવાની સત્તા પર અંકુશો મુકવા તથા તે સામે રક્ષણ કરવા સંબંધી ઠરાવોમાં તે પાર્લામેન્ટને ઈન્ડેમ્નિટીનો આકટ કરવાનો પ્રતિબંધ કરવામાં આવ્યો નહોતો. તે પુસ્તકમાં મી૦ ડાઇસીએ હેઠળ મુજબ કહ્યું છેઃ— ધારાસભા જે સઘળા કાયદાઓ પસાર કરી શકે તેમાં ઇન્ડેમ્નિટીના કાયદાથી અન્યાય થવાનો સૌથી વિશેષ સંભવ છે. તે દેખીતી રીતેજ અન્યાયનો કાયદો છે, તેની આશાથી સમર્થ કામો થાય છે, તેમજ તેથી કાયદા તથા મનુષ્ય ધર્મનુ ઉલ્લંઘન કરવાનું ઉત્તેજન મળે છે. આયર્લેન્ડમાં ફિટ્ઝ જેરાલ્ડને ફટકા મારવાની વાત અથવા જેમેઇકામાં ગવર્નર આયરનો હેવાલ એ શહેરમાં રમખાણ વખતે જે ક્રૂર અને ન્યાય વિરૂધ્ધના કૃત્યો, બેદરકારી અથવા એકાએક બીકથી થઇ શકે અને ભયગ્રસ્ત અથવા કીનાખોર ધારાશાસ્ત્રીઓની અનુદર્શી સહાનુભૂતિ અથવા પક્ષપાતથી જેની માફી મળી શકે તેની આપણને યાદ આપે છે."

આગળ તે લખે છે કેઃ—

કૃત્યો થયા પછીનો કાયદો એક એવું શસ્ત્ર છે કે જેનો ધારાસભા કાયદેસર હકોનો અલૌકિક ઉપયોગની શિક્ષા કરવા માટે ઉપયોગ કરવા

સૌથી તત્પર હોય છે. આયર્લેન્ડમાં એવો કોઇ પણ જમીનદાર નથી કોઇ પણ માજીસ્ટ્રેટ નથી, કોઇ પણ કોન્સ્ટેબલ નથી કે જે કૃત્યો થઇ ગયા પછીના કાયદાના ભયથી ધ્રુજતો નહિ હોય. સ્વરાજ્યના ખરડામાં છે તેટલે સુધી જે જેલરે મી૰ વિલિયમ ઓબ્રાયનને કેદમાં રાખ્યો અથવા જે વૉર્ડરોએ તેની સુરવાળ ખેંચી કાઢવાનો પ્રયત્ન કર્યો તેમને આઇરીશ હિતુરના અલિખિત કાયદા વિરૂધ્ધ કરેલા ગુન્હાઓ માટે કાયદેસર શિક્ષા પાત્ર નહિ કરવાને કાંઈ પણ કારણ નથી. કાયદેસર અન્યાયથી એવો કોઇ ભયંકર અનર્થ બનશે નહિ એમ કહેવું જોઇએ. હું એનો સ્વીકાર કરું છું. પણ (કૃત્યો થયા પછી પસાર કરવાના કાયદા વિરૂધ્ધ) પ્રતિબંધોનો ખુદ હેતુજ ઘોર અન્યાયનો અટકાવ કરવાનો છે. યુનાઇટેડ સ્ટેઇટ્સના ઘણા સ્થાપકોએ કોન્ગ્રેસને તથા દરેક સંસ્થાનની ધારાસભાને એવા પ્રકારનાં કૃત્યો થયા બાદ કાયદો કરવાનો પ્રતિબંધ કર્યો હતો.''

એ ચોક્કસ સ્વરાજ્યના ખરડાના સંબંધમાં લખતાં અને તેમાં મુક્તિનો કાયદો પસાર કરવાનો પ્રતિબંધ ન હોવા પર ટીકા કરતાં મી૰ ડાઇસીએ જણાવ્યું છે કે એવો પ્રતિબંધ હોવો જરૂરનો છે. તેણે જણાવ્યું છે કેઃ—બીજા દેશોની માફક આયર્લેન્ડમાં પણ એવા સંજોગો ઉભા થાય કે જેથી વ્યવસ્થા જાળવવા અથવા જાનનું રક્ષણ કરવાના સબબથી ન્યાયના સખત નિયમોના ઉલ્લંઘનની માફી મળી શકે અથવા તેની જરૂર પડે. પણ આવા સંજોગો ઉપસ્થિત થયા છે કે કેમ એ પ્રશ્નનો નિર્ણય ડબ્લિન ખાતેની પાર્લામેન્ટ કરતાં વેસ્ટમિન્સ્ટરની પાર્લામેન્ટ વધારે વ્યાજબી રીતે કરી શકે. બેલ્ફાસ્ટ અથવા ડબ્લિન ખાતે વ્યવસ્થા જાળવવાના હેતુથી અને આયર્લેન્ડની સરકારના હુકમોની રૂયે કામ કરતા એક અમલદારે એક ચળવળખોરને અથવા કાવતરાખોરને યોગ્ય ઇન્સાફ વગર મોતની સજા કરી હોય તેણે પોતાનું કર્તવ્ય બજાવ્યું હતું કે નહિ તેનો નિર્ણય કરવા માટે, મી૰ હીલી અથવા કર્નલના નેતાપણા હેઠળની પાર્લામેન્ટ, મી૰ ગ્લેડસ્ટન અથવા લોર્ડ સૅાલ્સબરીના માર્ગદર્શન હેઠળની પાર્લામેન્ટના જેટલોજ વ્યાજબી ઇન્સાફ કરશે એમ શું કોઇ પણ ખરેખર રીતે પ્રતિપાદન કરી શકશે?''

સર નારાયણ ચંદાવરકર કહે છે તેમ ''આયર્લેન્ડ'' ને બદલે ''હિન્દુસ્તાન'' મુકો અને ''ડબ્લિન'' ને બદલે સિમલા મુકો. એ પ્રમાણે

ઉપર ટાંકેલા ફકરામાં ફેરફારો કરો અને પછી જણાશે કે કાઉન્સિલ સમક્ષ જે સૂચના છે તેને તે ઘણો લાગુ પડે છે.

આ ઘણા વજનદાર અભિપ્રાયો તરફ નજર રાખી મુક્તિના ખરડાના સંબંધમાં આગળ કામ લેવાનું મુલતવી રાખવામાં સરકાર ડહાપણ વાપરશે. સરકારની અધિકારીઓ દ્વારા બહુમતિ હોવાથી એ ખરડો, સરકાર પસાર કરવાને સરકારનો માર્ગ મોકળો છે, અને મેં ગઇ કાલે કહ્યું તે મુજબ તેમ કરવું સરકારની સત્તામાં છે. પણ પ્રશ્નપર ફરી વિચાર કરવા હું તમો નામદારને વિનંતિ કરૂં છું. અને આ બાબતમાં વિસ્તૃતપણે પ્રદર્શિત થયલા જાહેર મતનો તુચ્છકાર નહિ કરવાને આજીજી કરૂં છું. જાહેર મતને ગણકાર્યા વગર સરકાર દેશનો વહિવટ ચલાવી શકે એમ હોય, પણ તેમ કરવું વ્યાજબી નથી.

ખરેખર જે કરવાનું છે તે એ કે, જે ન્યાયના સિદ્ધાંતો માટે બ્રિટનો તથા હિન્દીઓનું રક્ત છેલ્લા મહાન વિગ્રહમાં રેડાયું હતું તે સિદ્ધાંતાનુસાર વર્તવું, તથા જે વ્યાજબી હોય, જે સત્ય, ન્યાય અને નેકીને અનુસરતું હોય તે કરવું. અને આ વિષયમાં સત્ય, ન્યાય અને નેકી એમ કહે છે કે, જ્યાં ઘણાં શોકજનક કૃત્યો કરવામાં આવ્યા છે, જ્યાં આટલો બધો અન્યાય કરવામાં આવ્યો છે, જ્યાં આટલાં બધાં અપમાનો કરવામાં આવ્યાં છે જ્યારે નામદાર શહેનશાહના લશ્કરી તથા બિન લશ્કરી અમલદારો વિરૂધ્ધ સખ્ત આક્ષેપો છે, જ્યારે છેલ્લા થોડા મહિનાના પંજાબના વહિવટના સંબંધમાં હિન્દુસ્તાન સરકારના વલણ વિષે સખ્ત આક્ષેપો છે, ત્યારે સત્ય, ન્યાય અને પ્રતિષ્ઠા તો એમ કહે છે કે તમારે આ ખરડાનો અટકાવ કરવો અને તપાસની કમિટી રીપોર્ટ કરે ત્યાં સુધી તે રહેવા દેવો. જ્યારે તપાસની કમિટી પોતાનો રીપોર્ટ રજુ કરે ત્યારે, હિન્દુસ્તાન સરકાર માટે વ્યાજબી રસ્તો એ છે કે તેમણે તે નામદાર શહેનશાહની સરકારને રજુ કરીને, જે બીનાઓ પુરવાર ત્યારે થશે તે પર ધ્યાન આપી નામદાર શહેનશાહના લશ્કરી તથા બિન લશ્કરી અમલદારોના કયા કૃત્યોની જવાબદારીમાંથી તેમને મુક્તિ આપવી, તથા જાહેર એટલે સરકાર તરફથી તાજેતરના રમખાણો તથા કૃત્યોના સંબંધમાં જેમને અન્યાયપણે ખમવુ પડ્યું હોય તેમને શું બદલો આપવો તે વિષે તે સરકારની સલાહ લેવી.

મારા માન્યવર, હું વધારે દિલસોજીભર્યાં વલણ માટે, એક માણસ તથા બીજા માણસ વચ્ચે, હિન્દી તથા યુરોપીઅન વચ્ચે એક પ્રજાબંધુ તથા બીજા વચ્ચે, કીનાખોર ભાવથી, નહિ દ્વેષી ભાવથી નહિ પણ માત્ર ન્યાય કરવાના તથા સત્યને વિજય આપવાની માત્ર નિર્મળ ઇચ્છાથીજ, સમાન ઇન્સાફ કરવાની વધારે આકાંક્ષા ધરાવવા માટે પ્રાર્થના કરૂં છું. માત્ર આ કારણોથીજ હું આપ નામદારની સરકારને એ વિષયપર ફરી વિચાર કરવા તથા ખરડાના સંબંધે આગળ નહિ ચાલવા અત્યંત આગ્રહથી વિનંતિ કરૂં છું. જો તેમ કરવામાં આવે તો સમસ્ત દેશ આભારી થશે. ઇગ્લાંડમાં તથા હિન્દમાં જાહેરમતની ખાતરી થશે કે આપ નામદારની સરકારે પ્રજામતનું બળ તથા વજન વ્યાજબીપણે માન્ય કરી તેને માન આપ્યું છે. એમ બને છે કે સરકાર પર અસર કરી શકે એવો હિન્દમાં પ્રજામત બળવાન નથી. પણ હું નમ્રતાપૂર્વક કહું છું કે આવી બાબતોમાં અને આવે પ્રસંગે આપણે ઈગ્લાંડમાં જે જોઇએ છીએ તેનો દાખલો લઇને ચાલવું જોઇએ. અને હું માનપૂર્વક કહેવાની હિંમત કરૂં છું કે આ ચર્ચામાં જે સંજોગો ખુલ્લા થયા છે તે સંજોગોમાં આ પ્રકારનો ખરડો ઈગ્લાંડમાં કોઈ પણ સરકાર લાવવાની હિંમત કરત નહિ. વાસ્તે હું નમ્રપણે કહું છું કે અહીં સરકારને સત્તા છે છતાં તેમણે આ સમયે તેનો ઉપયોગ કરવો જોઇએ નહિ અને તપાસની કમિટીનો રીપોર્ટ આવતાં સુધી થોભવું જોઇએ. જેમણે પોતાના જાન ખોયા છે તેમના નામે, જેમણે રમખાણોમાં પોતાના અંગો ગુમાવ્યા છે તેમના, જેમણે અવર્ણનીય અપમાનો સહન કર્યાં છે અને જેઓ આ વખતે નામદાર શહેનશાહના કેદખાનામાં અન્યાયપણે કેદ ભોગવે છે, જે સ્ત્રીઓ પોતાના ધણીનો, પોતાના સગાંવહાલાં અથવા પુત્રોનો શોક કરે છે, એ સઘળાંના નામે મારા માન્યવર, હું તમો નામદારની સરકારને આજીજી કરૂં છું કે સરકારે એ ખરડાનો અટકાવ કરવો અને તપાસની કમિટીના રીપોર્ટની રાહ જોવી. જ્યારે તપાસની કમિટીનો રીપોર્ટ આવશે ત્યારે એ સંજોગોમાં કામ લેવાનો ખરો રસ્તો શું છે તે સ્પષ્ટપણે જોવાને સરકાર તથા પ્રજા બેઉ શક્તિમાન થશે. તે સંજોગો ... વખતે જે પગલું યોજવામાં આવે તેને આ કાઉન્સિલનો દરેક જાબી શખસ તે વખતે ટેકો આપશે.

પરિસ્થિતિ ઉપરથી આટલી જરૂર જણાય છે. જે થોડા સભ્યોને આ કાઉન્સિલમાં બેસવાનો હક છે તેમનાજ મતથી તમો નામદારની સરકાર નિર્ણય કરશે નહિ એવી મારી આશા છે. આ બાબતનો નિર્ણય કરવામાં, તમો નામદાર, આ કાઉન્સિલની બહારનો વિશાળ હિન્દી મત તથા ઈંગ્લાંડમાંનો મત ધ્યાનમાં લેશો એમ હું આશા રાખું છું. જો તમે તે મત તરફ યોગ્ય ધ્યાન આપીને નિર્ણય કરશો તો નિઃસંશયપણે તમે એકજ અનુમાન પર આવશો અને તે એ કે તપાસની કમિટીનો રીપોર્ટ આવતાં સુધી આ ખરડો મુલતવી રાખવો.




---

## સુધારેલા પ્રમાણેના મુક્તિના ખરડા પસાર કરવા માટેની દરખાસ્ત વિરૂદ્ધ પંડિત માલવિયાનું છેવટનું ભાષણ અને અધિકાર પક્ષની ટીકાઓનો

# સચોટ પ્રત્યુત્તર.



મારા માન્યવર! સુધાર્યા પ્રમાણે ખરડો પસાર કરવાની દરખાસ્ત સામે વિરૂદ્ધતા દર્શાવવી જોઇએ. આ કાઉન્સિલના ચુંટાયલા સભાસદ પર જે જોખમદારી રહેલી છે તે સર્વ જોખમદારી સહિત હું તેમ કરૂં છું.

સદરહુ ખરડા પર તેના ગુણો અનુસાર વિચાર કરવાનો છે. તેની તરફેણના તથા તેની વિરૂધ્ધના મતોની તુલના કરવી જોઇએ અને ઓનરેબલ મેમ્બરે મી૰ ગાંધીના મતનો જે ઉલ્લેખ કર્યો છે તેને વજન આપવું જોઇએ. ઓનરેબલ હોમ મેમ્બરે મી૰ ગાંધીની પ્રસંશા કરી છે તથા તેમના મત પર પુષ્કળ ધ્યાન આપવા કહ્યું છે તેથી મને ખુશાલી ઉપજે છે. મારી આશા છે કે મી૰ ગાંધી વિષે આ મત દર્શાવ્યા પછી તે પ્રથમ મી૰ ગાંધીની સામે છેલ્લાં થોડા મહિના થયાં જે હુકમ કાઢીને તેમને મુંબઇ ઇલાકામાંજ રહેવા કહયું છે તે હુકમ રદ કરવામાં વધુ ઢીલ નહિ કરવાની હિન્દુસ્તાન સરકારને સલાહ આપશે. અને બીજું, પંજાબની સરકારને તેમજ દિલ્હીના અધિકારીઓને પણ તેજ પ્રમાણે કરવાની ઓન૰ રેબલ હોમ મેમ્બર સલાહ આપશે એવી હું આશા રાખું છું. મારા માન્યવર! મી૰ ગાંધીની સ્થિતિની ઓનરેબલ હોમ મેમ્બરે જે કદર કરી છે તેની સસતા પુરવાર કરવા સારૂ આટલું તો થવુંજ જોઇએ.

હવે આપણી સમક્ષ ઉપસ્થિત થયલા પ્રશ્ન ઉપર બોલતાં મારે જણાવવું જોઇએ કે હું અગાઉ કહી ગયો છું તેમ મી૰ ગાંધીના મતને હું ઘણું વજન આપું છું. પણ તેના કરતાં વિશેષ ઉચ્ચ સત્તા છે કે જેને મારે તાબે થવું જોઇએ અને તે મારૂં અંતઃકરણ છે. મારૂં અંતઃકરણ મને કહે છે કે જેમ છે તેમ ખરડો પસાર થવો જોઇએ નહિ.

હવે હું મારી સ્થિતિ બને તેટલી ટુંકી રીતે સ્પષ્ટ કરીશ. તમો નામદાર, તથા સભા તેમજ સમસ્ત દેશ જાણે છે કે ઘડયા પ્રમાણેના ખરડાનો પ્રસ્તાવનાપર આધાર હતો અને તે પ્રસ્તાવનામાં હેઠળ મુજબ જણાવેલું હતું:—"પંજાબના ચોક્કસ જીલ્લાઓમાં તથા હિન્દુસ્તાનના બીજા ભાગોમાં થોડા વખત પર થયલી અવ્યવસ્થાથી, વ્યવસ્થા જાળવવા અથવા સ્થાપવાના કારણ સારૂ માર્શલ લોનો આશ્રય લેવાની જરૂર પડી છે." મારા માન્યવર! આ વાક્ય રચના અગાઉના દાખલાઓને બંધ બેસતી હતી. પણ અમારી ફરિયાદ એવી હતી કે "જરૂરનું હોવાથી" એ શબ્દો પુરતાં નથી અને અંગ્રેજી કાયદાઓની જે બહોળી વાક્ય રચના તરફ મેં ધ્યાન ખેંચ્યું હતું તે વાપરવી જોઇતી હતી. મેં વિલિયમ તથા મેરી કે જે વિષે નામદાર લૉ મેમ્બરે પાછો ઉલ્લેખ કર્યો હતો તે વિષે કહ્યું નહોતું. પણ મને યાદ છે ત્યાં સુધી તો તેનો ઉલ્લેખ કર્યોજ હતો તેથી હું જણાવું છુ કે તેમાં વાપરેલી વાક્ય રચના પણ મારી તકરારને પુષ્ટિ આપે છે. તે આકટની પ્રસ્તાવનામાં કહયુ છે કે.—

"નામદાર શહેનશાહની લડાઇ વખતે કેટલાક અમીરો તથા ગૃહસ્થો જેમને તેમના દેશ સાથે સારો સંબંધ હતો તેઓએ લેફટનંટ તરીકે કામ કર્યું હતું, જો કે તેમને સત્તા નહોતી અને ગુન્હેગાર તથા શંકાશીલ માણસોને પકડીને પહેરામાં રાખ્યા હતા અને ઘોડાઓ વગેરેને પકડયા હતા, જે કામમાં કાંઈ જબરદસ્તી અથવા જુલમ અથવા ગેરશિરસ્તો અનિવાર્ય હતો, કે જે સુલેહના સમયમાં કાયદેસર ગણાત નહિ અને બીજી કેટલીક બાબતો તથા ચીજો કરવામાં આવી છે જે સઘળી જાહેર વહિવટની જરૂરીઆતો જોતાં જરૂરના તથા ઉચિત હતા અને તે પુરવાર કરવા જોઇએ અને તેને લગતા પક્ષકારોને જવાબદારીમાંથી મુકત કરવા જોઇએ, વાસ્તે એવો ઠરાવ કરવામાં આવે છે કે વીગેરે વીગેરે.

ભાષા જુઓ. "તે સઘળા જાહેર વહિવટની જરૂરીઆતો જોતાં જરૂરના અને ઉચિત હતા અને તે ન્યાય પુરઃસર હતા એમ ઠરાવવું જોઇએ."

તે સને ૧૮૬૯ માં હતું. હું વચ્ચેના કાયદાઓ મુકી દઇશ અને સને ૧૭૧૫ નો કાયદો લઇશ. મેં કાઉન્સિલને યાદ આપ્યું હતું તેમ

પ્રસ્તાવના કે જે મુકિતના ખરડાનો સૌથી અગત્યનો ભાગ છે તેમાં એવું જણાવવામાં આવ્યું હતું કે જે કાર્યો સદરહુ કાયદામાં ન્યાય પુરઃસર ઠરાવવા ધાર્યા હતા તે હુલ્લડ વખતે આ રાજ્યનો ચાલુ સુખમય વહિવટ તથા સુલેહ જાળવવા તથા સદરહું હુલ્લડ દાબી દઇને તેનો અંત આણવા માટે કરવામાં આવ્યા હતા. અહીંઆ મારા માન્યવર! મારે જણાવવું જોઇએ કે "જાળવવા અથવા" એ મુસદાના શબ્દો વાપરવા માટે અંગ્રેજી પાર્લામેન્ટના અસલના કાયદાનું કાંઈ પણ પ્રમાણ નહોતું એમ કહેવામાં હું ખોટો હતો. મારા મિત્ર ઓનરેબલ લૉ મેમ્બર આ બાબતમાં ખરા હતા. અને હું ખોટો હતો. પણ જે ભાષા વાપરવામાં આવી હતી તે એવું બતાવવાને વાપરવામાં આવી હતી કે લડાઇના સ્વરૂપનું હુલ્લડ અથવા હુમલો હોવાથી સુલેહ જાળવવી જરૂરની હતી. હવે, સને ૧૭૭૫ના સ્ટાચ્યુટમાં, જે કામો કરવામાં આવ્યાં હતાં તે જણાવ્યા પછી એવું કહેવામાં આવ્યું હતું કે "જે અર્થે, ઉપર જણાવેલા કારણ સારૂ એટલે કે, આપણું હાલનું સુખમય બંધારણ તથા આ રાજ્યની સુલેહ જાળવવા અને સદરહુ હુલ્લડને દાબી દેવા કેટલાક શખ્સોએ એવાં કામો કર્યાં હતાં કે જે કાયદાના સખ્ત ઠરાવોથી પણ પુરવાર થઇ શકે નહિ અને છતાં જરૂરી હતાં અને જાહેર સેવા બજાવવા માટે એટલા અગત્યના હતા કે તે પાર્લામેન્ટના આકટથી ન્યાય પુરઃસર થયેલાં ઠરાવવા જોઇએ અને તે કરનારા શખ્સોને મુકિત આપવી જોઇએ વાસ્તે આ ઉપરથી એવું ઠરાવ્યું છે વીગેરે."

મારી ફરિયાદ એવી હતી કે મુસદ્દાના ખરડામાં મથાળામાં, જે કાર્યોના સંબંધમાં મુક્તિ આપવા ધારી હતી તે અગત્યના હતા, એટલે લશ્કરી કાયદાનો આશ્રય લેવો જરૂરી હતો એમ બતાવવા સારૂ શબ્દો વાપર્યા તો છે છતાં સરકારના સલાહ આપનારાઓએ આ અસલના કાયદાની બીજી રકમ તેમાં દાખલ કરવી ઉચિત ધારી હતી નહિ એટલે કે, જેમાં એવું જણાવ્યું છે કે તે જરૂરી હોવા ઉપરાંત જાહેર સેવામાં એટલાં બધા અગત્યના હતા કે તે પાર્લામેન્ટના આકટથી ન્યાયી ઠરાવવા જોઇએ. બીજા કાયદા એટલે કે સને ૧૭૪૫ તથા ૧૭૮૦ ના કાયદાનો ઉલ્લેખ આપવો જરૂરી નથી. તેમાં જે વાકય રચના વાપરેલી છે તે આ છે. હવે માત્ર અંગ્રેજી કાયદામાં નહિ પણ દક્ષિણ આફ્રિકાના કાયદામાં

પણ જે વિષે નામદાર સભ્યને બહુ મોહ છે, તેમાં પણ જે ભાષા વાપરી છે તે "શત્રુતા દાબી દેવા અથવા વ્યવસ્થા અને વહિવટ અથવા આ દેશની જાહેર સલામતી જાળવવા માટે કરેલાં" કાર્યો એ પ્રમાણેની છે. આ સને ૧૯૦૦ ના ૬ ઠા આક્ટમાં એ પ્રમાણે આપેલું છે. તે વખતે બોઅર લોકો સાથે લડાઈ ચાલતી હતી. તેજ પ્રમાણે સને ૧૯૦૨ ના ૪ થા આક્ટમાં શત્રુતાઓ દાબી દેવા અથવા સુવ્યવસ્થા અને રાજ્ય વહિવટ જાળવવા અથવા આ સંસ્થાનની જાહેર સલામતી જાળવવા જરૂરીનાં હોવાથી કરેલાં" એ પ્રમાણેની ભાષા વાપરવામાં આવી છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે મુક્તિના ખરડાનો જે પર મુખ્ય આધાર રહેલો છે, પછી અંગ્રેજ પાર્લામેન્ટના કે દક્ષિણ આફ્રિકાના કાયદા હોય તો પણ તેમાં ધારાસભાએ એવું જાહેર કર્યું હતું કે જે કાર્યો કરવામાં આવ્યા હતા અને જે ન્યાયી ઠરાવવા ધાર્યા હતા અને જેના સંબંધમાં અમલદારોને જવાબદારીમાંથી મુક્ત કરવા ધાર્યા છે તે હુલ્લડો દાબી દેવા અથવા જાહેર સુલેહ જાળવવાને માટે જરૂરી હતા.

આ ઉપરાંત અંગ્રેજી કાયદામાં વધુ જણાવેલું છે કે તે કામો જાહેર સેવા માટે એટલા બધા અગત્યના હતા કે તે પાર્લામેન્ટના આક્ટથી ન્યાયી ઠરાવવા જોઇએ. આ મતને સને ૧૮૧૮ ની ચર્ચામાં અમીર સભાના જાણીતા સભ્યોએ ટેકો આપ્યો છે અને ગઈ કાલે મેં જેન સ્ટુઅર્ટ મિલના મતનો ઉલ્લેખ કર્યો હતો તેમના મતથી પણ પુષ્ટિ મળે છે. હવે ખરડો રજુ કરતી વખતે સરકારે જે સ્થિતિ અખત્યાર કરી હતી તે એ હતી કે વ્યવસ્થા સ્થાપવા અથવા જાળવવા લશ્કરી કાયદો દાખલ કરવો જરૂરનો હતો. સરકારે શું કર્યું છે? સરકારે હવે "વ્યવસ્થા જાળવવા અથવા સ્થાપવા માટે લશ્કરી કાયદો દાખલ કરવો જરૂરનો હતો," એ શબ્દો કાઢી નાંખ્યા છે અને તેને બદલે "લશ્કરી કાયદાનો અમલ કરવામાં આવ્યો છે," એ શબ્દો દાખલ કર્યા છે. હું જાણું છે કે હૉ. મેમ્બરે તથા હોમ મેમ્બરે કે તેમણે પોતાના પગનેજ કુહાડો માર્યો છે અને તેઓ આ સભામાં હવે ઉભા રહીને મુક્તિનો ખરડો પસાર કરવાનું કહી શકે એમ નથી.

ઓનરેબલ હૉ. મેમ્બર કે જે એક વિદ્વાન શખસ છે અને કાયદા તથા ઇતિહાસમાં જેમણે ઉંડું શોધન કરેલું હશે તેમને હું પુછીશ કે, જે

કાયા કરવામાં આવ્યા હતા તે જરૂરના વ્યાજબી અને યોગ્ય હતાં એવી પાર્લામેન્ટ અથવા તો ધારા કરનારી સંસ્થાની ખાતરી થયા સિવાય કોઈ પણ ઠેકાણે મુક્તિના ખરડાને કાયદાનું સ્વરૂપ આપવામાં આવ્યું છે?

ઓનરેબલ સર જ્યોર્જ લાઉન્ડસઃ—શું ઓનરેબલ પંડિત મને ખરેખર તે કહેવાને કહે છે!

ઓન૦ પંડિતઃ—જો ઓનરેબલ મેમ્બર તેમ કરશે તો હું તેનો ઉપકાર માનીશ.

ઓ૦ સર જ્યોર્જ લાઉન્ડસઃ—ઇન્ડેમ્નીટી આક્ટ જે વિષે તે બહુ પ્રેમ ધરાવે છે તેમા ઓનરેબલ પંડિત જોશે વ રૂ?

ઓ૦ પંડિત માલવિયાઃ—હું ઓનરેબલ લૉ મેમ્બરનો આભારી છું. સેવન્ટ ઇન્ડેમ્નીટી આક્ટમાં જણાવ્યું છે કે "હુકમ દાખી દેવાને ખરેખર જરૂરી રીતે અને યોગ્ય રીતે કરવામાં આવ્યાં હતાં તે કાર્યો." તેની ભ.પા સ્પષ્ટ છે.

ઓ૦ સર લાઉન્ડસઃ—ઓનરેબલ પંડિતે પ્રસ્તાવનામાં જોવું જોઇએ. તેમાં હવે તે વાંચતા નથી.

પંડિત માલવિયાઃ—તમારે પ્રસ્તાવના તથા ખરડાનો મુખ્ય ભાગ સાથે વાંચવો જોઇએ. છતાં પણ વધારે વખત નહિ ગુમાવતાં હું કહીશ કે મેઇન્ટ ઇન્ડેમ્નીટી આક્ટ તરફ ઓનરેબલ લૉ મેમ્બરનું વલણ ફેરવાયું જોઇને હું ખુશ થાઉં છું. મને સુધારવા બાબતના કાયદાનો ખરડો મળ્યો છે પણ આજ વખતે અસલ કાયદો મને જડી શકતો નથી. ઓનરેબલ લૉ મેમ્બર માત્ર ગઈ કાલેજ એ આક્ટને હાસ્યાસ્પદ કરતા હતા અને આજ સરકારે ધારણ કરેલા વલણ માટે તેને પ્રમાણ તરીકે રજુ કરે છે. સ્થિતિ કેવી થઈ છે? કેવું પતન, દુઃખજનક પતન! જો સ્થિતિ આ પ્રમાણેની હોય તો આ કાયદો દાખલ કરવા માટે સરકારે પુરાવો આપવો જોઇએ અને હું જણાવું છું કે તેને માટે હવે તેમણે કાંઇજ સમિતિ રાખી નથી. સરકારે જે ફેરફાર દાખલ કર્યો છે તેથી સઘળી પરિસ્થિતિ ફેરવાઇ ગઇ છે, અને તેજ દલીલસર કાંઈ પણ બીજી તકરાર ન કરતાં હું જણાવું છું કે આ ખરડો પસાર નહિ

કહેવાનું સભાને કહેવાનો મને હક છે. હું જાણું છું કે હમણાં પ્રસ્તાવનામાં ઠરાવ્યું છે તેના કરતાં સરકારે વધુ આગળ જવાનું છે. લશ્કરી કાયદાનો અમલ કરવામાં આવ્યો છે વાસ્તે તે દરમિયાન કરેલાં ચોક્કસ કામો ન્યાયી ઠરાવીને તેની મુકિત આપવી જોઇએ એટલું કહેવું પુરતું નથી. એ કાંઇ પુરતું નથી. તે કાર્યો શું હતા તે તમારે કાઉન્સિલને કહેવું જોઇએ અને તમારે બતાવવું જોઇએ કે તે એવા હતા કે ન્યાયી ઠરાવીને તેની મુકિત આપવી જોઇએ.

તે દિવસે જે લોકોએ સહન કર્યું છે તેમના બદલ, કેટલાંક અન્યાય અને ક્રૂરતાના આક્ષેપોના સંબંધમાં લંબાણથી હું બોલ્યો હતો. અને લશ્કરી કાયદો દાખલ કરવો જરૂરી નહોતો તે બતાવવા સારૂ મેં કેટલીક હકીકતો જણાવી હતી. ચર્ચાની આખરે ઓનરેબલ મેમ્બરે સભાને એક તાર વાંચી સંભળાવ્યો હતો જે તેમને પંજાબની સરકાર તરફથી મળ્યો હતો. તે ગઈ તા૦ ૧૩ મી એપ્રિલનો હતો અને તેમાં લાહોર ખાતે લશ્કરી કાયદો દાખલ કરવાની માંગણી કરી હતી. હવે તે તારમાં જણાવવામાં આવ્યું હતું કે અમ્રિતસર તથા લાહોર ખાતે તા૦ ૧૦ મી એપ્રિલે કેટલાક દુઃખમય બનાવો બન્યા હતા અને કસુર ખાતે તા૦ ૧૨ મીએ બે યુરોપિયનોને મારી નાંખવામાં આવ્યા હતા. હું જણાવું છું કે તારમાં ખરેખરૂં સત્ય જણાવવામાં આવ્યું નહોતું. તેમાં સત્યનો કાંઇક અંશ જણાવવામાં આવ્યો હતો. અને લશ્કરી કાયદો દાખલ કરવો જોઇએ કે નહિ તે વિષે પુખ્ત વિચાર કરવા સારૂ સઘળી હકીકતો પુરી પાડેલી હતી. ખરૂં જોતાં તો અમારી પાસે નિર્વિવાદ પુરાવો છે કે તા૦ ૧૦ મી એપ્રિલની સાંજે અનારકલિ બજાર ખાતે અપર મોલમાં ચોક્કસ શખસો પર ગોળીબાર કરવા પછી અને થોડા વખત માટેની ધમાલ તથા રમખાણ પછી, લાહોરમાં સઘળું શાંત હતું. રાતના સાડા આઠ વાગ્યા સુધીમાં સર્વત્ર શાંતિ હતી. તે વખત પછી કાંઇ પણ વધુ રમખાણ થયું નહોતું. તે વખતના લેફટેનંટ ગવર્નરને તેજ દિવસે સાંજના જરા વખત રહીને તો સરકારી મહેલમાં મેજબાની આપવામાં આવી હતી. અને "પાયોનિયર" ના લાહોર ખાતેના ખબરપત્રી જે મારા ધારવા પ્રમાણે મી૦ થૉમસન છે તે ૨૦ મી એપ્રિલને રોજ લખતાં હેઠળ મુજબ જણાવે છેઃ-(તેનો પત્ર તા૦ ૨૫ મી એપ્રિલે પ્રસિદ્ધ થયો હતો).

"ખરૂં જોતાં તો જ્યારે સાંજ પુરી થઈ (એટલે, ૧૦ મી એપ્રિલની સાંજ) ત્યારે કાંઈ પણ ચિંતા રહી નહોતી. તે ઉમેરે છે કેઃ- હુલ્લડખોરો હજુ પણ પોતાનો કાજુ ચલાવતા હતા અને શુક્રવારે, શનીવારે, રવીવારે ધંધો તથા સાધારણ વહિવટ વસ્તુતઃ બંધ હતો. મારી ખાત્રી છે કે આ લખનાર કોણ છે તે સરકારના અમલદારો માટે કોઈ અગત્ય ભેદ નહિ હોય અને પાયોનિયરમાં લખતાં આ લેખક જણાવે છે કે ખરૂં જોતાં ૧૦ મી એપ્રિલની સાંજ પુરી થઈ ત્યારે કાંઇ પણ ખરેખરો ચિંતાનું કારણ રહ્યું નહોતું. લાહોરમાં આવી વસ્તુસ્થિતિ હતી અને સિવિલ તથા મિલિટરી ગેઝેટમાં જણાવેલું છે કે સાડા પાંચ પછી કે સાંજે ૧૦ મી એપ્રિલને રોજ અમ્રિતસર વ્યવસ્થા સ્થપાઈ હતી. માટે હું જણાવું છે કે નામદાર હોમ મેમ્બર જે તાર પર આધાર રાખતો હતો તે લશ્કરી કાયદો દાખલ કરવાનું પુરવાર કરવા સારૂ પુરતો નહોતો. લાહોર તથા અમૃતસરમાં તથા પંજાબના બીજા ભાગોમાં લશ્કરી કાયદો દાખલ કરવાનું સાબિત કરવા સારૂ પણ તેણે કાંઇજ જણાવ્યું નહિ. બીજી બાજુ, થોડી તપાસ કર્યા પછી આપણી સમક્ષ કેટલીક હકીકતો રજુ કરાયલી છે જે બતાવે છે કે લશ્કરી કાયદો દાખલ કરવાનું પુરવાર થઈ શકે એવું કાંઇજ નહોતું. અવ્યવસ્થા દાબી દેવા માટે લશ્કરીઓને બોલાવવા તથા લશ્કરી કાયદો દાખલ કરવો એ બેઉ જુદી બાબત છે. લાહોરમાં રમખાણ હતું, અમૃતસરમાં તથા બીજી ચોક્કસ જગ્યાઓએ રમખાણો હતાં. સિવિલ અધિકારીઓને જ્યારે એમ લાગ્યું કે રમખાણો દબાવવાને તેમનું લશ્કર પુરતું નહોતું ત્યારે તેમણે વ્યાજબી રીતે લશ્કરીવાળાઓની મદદ માંગી. લશ્કરી કાયદો દાખલ કર્યા વગર એમ વારંવાર કહેવામાં આવ્યું છે. તે જરૂર હોય ત્યારે કરવામાં આવશે અને કરવુંજ જોઇએ. ઓનરેબલ મેમ્બરે કાયદાનો ખુલાસો આપતાં જણાવ્યું તેમ જે પ્રસંગે સિવિલ અધિકારીઓ રમખાણોને પહોંચી વળવા અથવા તેમને દાબી દેવાને અશક્ત હોય ત્યારે લશ્કરીવાળાઓની મદદ લેવાનો તેને હક છે અને જ્યારે બેઉ સાથે મળીને વ્યવસ્થા સ્થાપવા અથવા હુલ્લડો દાબી દેવાને નિષ્ફળ જાય ત્યારેજ બિન લશ્કરી અધિકારી પોતાની સત્તા લશ્કરીવાળાઓને આપી શકે. હવે હું જણાવું છું કે જે બનાવો જણાવેલા છે તે ઉપરથી જણાય છે કે પ્રથમ સ્થિતિ સુધી હુલ્લડની સ્થિતિ

પહોંચી હતી પણ બીજી સ્થિતિ સુધી તે ગઈ નહોતી. એટલે કે, અમૃતસર તથા લાહોરમાં શાંતિ સ્થાપવા સારૂ લશ્કરીઓની મદદ મેળવવાનું સિવિલ સત્તાવાળાઓને જરૂરી લાગ્યું અને કેટલીક જગ્યાઓમાં દાખલા તરીકે કસુરમાં તે શાંતિ સ્થાપવામાં ફતેહમંદ નીવડયા અને બીજાં પગલાંની એટલે કે શહેરની વસ્તીને લશ્કરી અમલદારોની મરજી પર મુકી દેવાની જરૂર જણાઇ નહોતી.

આ ખરડાની મારી વિરૂદ્ધતાના ટેકામાં મેં જે ઘણી દલીલો રજુ કરી તી તેના સંબંધમાં માત્ર થોડાનાજ સંબંધમાં ઉનટો જવાબ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. જે લોકોને ખમવું પડયું છે તેના થોડા આક્ષેપોનો ખુલાસો આપવાનો સ્હેજસાજ પ્રયત્ન કરવામાં આવ્યો છે. ઘણાઓનો જવાબ આપવામાં આવ્યો નથી. તે વિષે મેં જણાવ્યું હતું કે ખરેખરી હકીકતો રજુ કરવાની મેં સરકારને તક આપી છે અને તેનું વધારે સારૂં જ્ઞાન લોકો કરતાં સરકારને હોવું જોઇએ. પણ આ કાઉન્સિલની જાણ માટે સરકારે હકીકતો રજુ કરવાની ના પાડયાથી, મારા માન્યવર! આ ચર્ચાના કારણ સાર મારા સવાલોમાં રહેલા આક્ષેપો ખરા છે એમ હું માની લઉં છું. કાઉન્સિલ યાદ રાખશે કે લશ્કરી કાયદાના બનાવોનું અંગત જ્ઞાન હોવાનો મેં દાવો કર્યો નથી. મેં જાતે તથા મિત્રોએ થોડી તપાસ કર્યા પછી આ આક્ષેપો મે રજુ કર્યા હતા. આ આક્ષેપોને આબરૂદાર શખ્શો ટેકો આપતા હતા અને તેમની સત્યતા તથા માનમાં મને વિશ્વાસ છે. જો કોઇ આક્ષેપ ખોટો હોય તો તે સુધારવાને મારા કરતાં કોઈ પણ વિશેષ રાજી થશે નહિ. મેં જે કથનો કર્યા છે તેમાં ભૂલ હોય તો મારા કરતાં કોઇ વધારે દીલગીર થશે નહિ. વાસ્તે જે હકીકતો પ્રકાશમાં આવી છે તે જો ખોટી હોય તો તેના સંબંધમાં હું ટીકાને આવકાર આપીશ અને જો કોઇ ગૃહસ્થ ખરેખરી માહિતી પુરી પાડશે તો હુ તેનો ઉપકાર માનીશ પણ અહીંઆ શું સ્થિતિ થઇ છે? હું જે કંઇ બોલ્યો છું તેના ઉત્તર તરીકે અથવા તેની ટીકા તરીકે થયલાં કથનો હું થોડાં તપાસીશ. હું ઓન૰ મી૰ હેલી, મી૰ થોમસન, જનરલ હેન્ચોક હડસન અને સર જયોર્જ લાઉન્ડસના ભાષણોના સંબંધમા બોલીશ.

મી૦ હેલીએ સરકાર તરફથી જે સ્તુતિપાત્ર ભાષણ કર્યું તેમાં અમને એવું મનાવવા કહે છે કે લાહોર અમૃતસર તથા પંજાબની બીજી જગ્યાઓમાં લશ્કરી કાયદો દાખલ કરવામાં આવ્યો હતો ત્યાં વસ્તુસ્થિતિ એટલી ભયંકર હતી કે તે સરકારને લશ્કરી કાયદો દાખલ કર્યા વગર છુટકોજ નહોતો. તેણે જણાવ્યું કે રોલેટ આકટ સંબંધી ચળવળથી વાતાવરણ ભયભરેલું થયું હતું. તેણે જણાવ્યું કે સત્યાગ્રહની ચળવળ પંજાબમાં દાખલ થઈને પ્રસરી હતી. મી૦ હેલી સારી રીતે જાણે છે અને મારા કરતાં તો વધારે સારી રીતે તેમને વિદિત છે કે રોલેટ આકટની વિરૂદ્ધ ચળવળ તો આખા પંજાબમાં પ્રસરેલી હતી. હું ધારું છું કે તેને એ પણ વિદિત છે કે સત્યાગ્રહની ચળવળ પંજાબના સઘળા ભાગોમાં પ્રસરી હતી અને ૬ ઠી એપ્રિલનો દિવસ આખા પંજાબમાં સત્યાગ્રહના દિવસ તરીકે પાળવામાં આવ્યો હતો. તેને એ પણ ખબર છે કે પંજાબના આ બીજા સંખ્યાબંધ જીલ્લાઓમાં રોલેટ આકટ અથવા સત્યાગ્રહ ચળવળથી કાંઈ રમખાણ થયાં હતાં નહિ તો હુલ્લડભરેલી ચળવળ તો ક્યાંથીજ હોય! તેને વિદિત છે કે આ જગ્યાઓમાં કાંઈ પણ હુલ્લડ હતું નહિ. અને આ જગ્યાઓમાં દાખલા તરીકે જલંધરમાં તથા તે વિભાગના સઘળા બીજા જીલ્લાઓમાં કાંઈ સંકટ ઉભું થયું હતું નહિ કારણ કે અધિકારીઓ બેહદ વચ્ચે પડતા નહિ પણ તે હિલચાલ તરફ સહાનુભૂતિ રાખીને વચ્ચે પડતા. તેમણે શાણપણથી કહયું હતું કે "રોલેટ એકટ સામે લોકોને તેમની લાગણીઓ બતાવવા દો. સત્યાગ્રહનો દિવસ તેમને ગમે તેવી રીતે ઉજવવા દો. અહીં સિમલામાં ડેપ્યુટી કમિશનર મી૦ ટેલિન્ટને સત્યાગ્રહનો દિવસ પાળવામાં લોકોની વૃત્તિ તરફ દિલસોજી બતાવી હતી. બીજે દિવસે તેમણે પોતાનું કામકાજ હમેશની માફક શરૂ કરી દીધું. પંજાબના બીજા જે અમલદારો એ પ્રમાણે વર્ત્યા હતા તેમના પણ હું નામ આપી શકું એમ છું. મારી ખાતરી છે મી૦ હેલી પંજાબ સરકારના સેક્રેટરી હોવાથી જાણતા હશે કે પંજાબના ઘણા જીલ્લાઓમાં જ્યાં રોલેટ આકટની વિરૂદ્ધની ચળવળ તથા સત્યાગ્રહની હિલચાલ મજબુત હતી ત્યાં કાંઈ પણ સંકટ ઉભું થયું નહોતું.

વારંવાર માગી એવી દલીલ છે કે જે સંજોગોને લીધે આ સંકટનો ... થયો તે તે વખતે સ્થપાયેલી પંજાબ સરકારનું ડૉ૦ સત્યપાલ તથા

ડૉ॰ કિચ્લ્યુ જેવા બે જાહેર પુરૂષોને દેશપાર કરવામાં અત્યંત અવિચારી-પણું હતું. સઘળા સંકટનું મૂળ કારણ એ હતું. અને પરિસ્થિતિને પહોંચી વળવા સત્તાવાળાઓએ લીધેલાં ખોટી રીતના પગલાં પછીના બનાવો માટે જોખમદ ર હતા. પછીના બનાવોનું પુનઃ કથન કરવાની મને જરૂર જણાતી નથી. હું નિવેદન કરૂં છું કે સભા સમક્ષ જે પ્રશ્ન હાલમાં છે તેનો યોગ્ય રીતે વિચાર કરવા સારૂ સરકાર માટે એ જણાવવું જરૂરનું છે કે લશ્કરી કાયદો દાખલ કરવાને સ્પષ્ટ અગત્યતા હતી. તેની કદાચ જરૂર પણ હોય; દલીલ માટે આપણે માની લઇએ કે અમુક વખતે અમુક જગ્યાઓમાં લશ્કરી કાયદો દાખલ કરવાની જરૂર હતી. છતાં સરકારે પણ આગળ જઇને બતાવવાનું છે કે ૧૫ મી એપ્રિલની મધ્ય રાત્રિએ તેમ કરવાની તથા જ્યાં સુધી તે ચાલુ રાખવામાં આવ્યો હતો ત્યાં સુધી ચાલુ રાખવાની જરૂર હતી. હું નમ્રતાપૂર્વક કહું છુ કે મી॰ હેલીએ આ બતાવ્યું નથી. પણ મી॰ હેલીની બીજી ટીકાઓના સંબંધમાં હું બોલીશ નહિ કારણ કે હું મારૂં ભાષણ બને તેટલું ટુંકું કરવા ધારૂં છું. જ્યારે મી॰ હેલીએ બતાવ્યું છે કે પંજાબમાં ચિંતાજનક સમય હતો અને સરકારને સાવચેતી રાખવાની જરૂર હતી ત્યારે તેણે એવું બતાવ્યું છે કે એક દૈરેલ અને દિલસોજ ગવર્નર લશ્કરી કાયદાનો આશ્રય લીધા વગર તથા પંજાબની રાજ્યભક્ત પ્રજાનું અપમાન તથા માનભંગ કર્યા વગર સ્થિતિને સંભાળી શકે એમ નહતું. આના વિરોધમાં, અમદાવાદમાં શું બન્યુ હતું તે તરફ મેં ધ્યાન ખેંચ્યું હતું. સરકાર પક્ષ તરફથી કોઇએ પણ તેનો ઉલ્લેખ કર્યો નથી. કદાચ એમ હોય કે મેં જે કાંઇ કહયું છે તેને ટેકો આપ્યા વગર તે કહી શકાય એમ નહોતું.

અમદાવાદમાં પણ તોફાન ઉભું થયું. પણ તે મુંબઇ સરકારે બે દિવસમાં શાંત પાડયું હતું. તેમણે મી॰ ગાંધીને લોકોને શાંત પાડવાને અમદાવાદ જવા દેવામાં ડહાપણ વાપર્યું હતું. લાહોર તથા અમૃતસરમાં પણ એજ માર્ગ લેવો જોઇતો હતો. અને લશ્કરી કાયદો દાખલ કરવાની જો જરૂર જણાઈ હોત તો ચાર દિવસમાં કે ૭ દિવસમાં કે અઠવાડિયામાં બંધ કરવામાં આવવો જોઇતો હતો. આબરૂદાર લોકોને જે અપમાન તથા માનભંગને પાત્ર કરવામાં આવ્યા હતા તે કરવાની તથા લશ્કરી અમલ અસાધારણ મુદત સુધી ચાલુ રાખવાની કાંઈ પણ જરૂર નહોતી.

હવે હું બીજી વિગત લઇશ. મેં ફટકા મારવાના કેટલાક દાખલાનો ઉલ્લેખ કર્યો છે. મી૦ થોમસને એક દાખલો ચુંટી કાઢયો અને કહ્યું "અંહ! એ તો નિશાળના છોકરાઓ હતા; હેડ માસ્તરે છોકરાઓમાં વ્યવસ્થા નિયમ જાળવવામાં થોડાકને ફટકા મારીને મદદ કરવાને લશ્કરીઓની મદદ માંગી હતી. એથી પણ કાંઇ લશ્કરી લોકો છોકરાંઓને ફટકા મારી શકે એ પ્રતિપાદન થઇ શકતું એ બીના તે શાંતપણે ઉડાવી દેય છે. અને એ વિષયપર મેં પુછેલા પ્રશ્નના ઉત્તરમાં ઓનરેબલ હોમ મેમ્બરે સભામાં રજુ કરેલા પત્રકમાં જણાવેલા ફટકા માર્યાના બીજા દાખલાઓના સંબંધમાં તેને કાંઇજ કહેવાનું નથી.

પછી મી૦ થોમસને મનોહરલાલની બાબતનો ઉલ્લેખ કર્યો હતો. મી૦ મનોહરલાલના સંબંધમાં મેં જણાવ્યું હતું કે તેના બૈરી છોકરાને બહાર કાઢી મૂકવામાં આવ્યાં હતાં અને એક અઠવાડિયા પછી બંગલાની જપ્તી લેવામાં આવી ત્યાં સુધી બહારનું ઘર કે જે નોકરોને રહેવાની જગ્યા હતી તેમાં રહેવાની ફરજ પડી હતી. મેં ચોક્કસ મુદત જણાવી નહિ કારણ કે હું તે જાણતો નહોતો. તેનો ઉલ્લેખ કરતાં મી૦ થોમસન ઘણા ગુસ્સે થઇ ગયા અને કહ્યું કે તેને ખબર છે ત્યાં સુધી તો એ ગૃહસ્થના બૈરી છોકરાંને બીજેજ દિવસે તેમને બંગલે જવા દેવામાં આવ્યા હતા. હવે મેં મી૦ મનોહરલાલના સંબંધમાં બીજાઓ જે જાણતા હતા તેમની પાસેથી મેં ખરી હકીકતની ખાતરી કરી છે. મી૦ મનોહરલાલના ઘરને તા૦ ૧૮ મીએ તાળું હતું. તેની સ્ત્રી કે જે માંદી હતી તેને એકદમ ઘરની બહાર કાઢવામાં આવી. તેને તા૦ ૧૮ મીનો તથા તા૦ ૧૯ મીનો આખો દિવસ તથા ૨૦ મીની મોડી સાંજ સુધી એક બહારના ઘરમાં રહેવાની ફરજ પડી હતી. તેની પાસે સુવાને કાંઇ પાથરણું હતું નહિ અને ઘરમાંથી કાંઇ પણ તેણીને લેવા દેવામાં આવ્યું નહોતું. તેણીના મિત્રોએ પથારી તથા ખાવાનું મોકલ્યું અને આ પ્રમાણે તે બહારના ઘરમાં માંદગીવાળી સ્થિતિમાં ત્રણ દિવસ રહી. હવે, તેમને એક અઠવાડિયું રહીને ઘેર જવા દેવામાં આવ્યા હતા એ મારૂં કથન ખોટું હોય તો પંજાબ સરકારના ચીફ સેક્રેટરી તરીકે મી૦ થોમસને, તે મુદત ચોક્કસ કેટલી હતી તે જણાવવી જોઇતી હતી અને આ એક ગંભીર અસંગતિ હતી એમ જણાવી મ્હોટે અવાજે ઉછળી પડવું નહોતું.

મી૦ થોમસને મનોહરલાલના મુકદમા સંબંધી જે બીજી કેટલીક ટીકાએ કરી હતી તે તરફ આપ નામદારનું ધ્યાન ખેંચ્યા વગર મારે એ બાબત છોડવી જોઇએ નહિ. તેણે જણાવ્યું કે મી૦ મનોહરલાલ ત્રિબ્યુનના ટ્રસ્ટી હતા. અને તેમ હોવાથી તેમને સદરહુ પત્રમાં કાંઇક રસ લેતા હતા અને મી૦ થોમસન કાઉન્સિલને એમ મનાવવા માંગતા હતા કે તેમની સામે જે પગલાં લીધાં હતાં તે એ કારણથીજ વ્યાજબી હતાં હતાં. મી૦ થોમસને આવો મત રજુ કર્યો તેથી મને અચંબો થતો નથી કારણકે ૨૦ મી એપ્રિલની તારીખના પાયોનિયર પત્રમાં જે પત્ર પ્રસિદ્ધ થયો હતો અને જે હું અગાઉ જણાવી ચૂકયો છું તેમાં હેઠળ જણાવેલું મને નજરે પડે છે:—

ત્રિબ્યુનનો ટ્રસ્ટી મનોહરલાલનો એવો દાખલો છે જે પાશ્ચિમાત્ય ધોરણે કેળવણી આપવામાં નિરાશા ઉત્પન્ન કરે છે તેને ઇગ્લાંડમાં એક સ્કૅાલરશિપ મેળવી હતી અને યુનિવર્સિટીમાં ઇકાનોમિકસમાં જ્વલંત નામના પ્રાપ્ત કરી હતી. હિન્દ પાછા ફર્યા પછી તેને વિષે વિદ્વતાની જે આશા રાખવામાં આવતી હતી તે પાર પાડી નહિ અને એક કેળવણીના હિમાયતી તરીકે હંમેશાં તે બહાર પડતો છતા પણ પોતાની બુદ્ધિનો સંપૂર્ણપણે ઉપયોગ કરવાને તેણે કાંઇજ કર્યું નથી.

પાયોનિયરના પત્રના લેખકની સાથે મી૦ થોમસન એમ ધારે છે કે મી૦ મનોહરલાલ ત્રિબ્યુન પત્રના ટ્રસ્ટી હતા એજ બીના મી૦ થોમસન કરતાં કોઈ પણ રીતે ઓછી નામનાવાળા નહિ એવા આ નામાંકિત શખ્સને તથા તેની સ્ત્રીને જે સઘળા માનભંગ તથા અપમાનોના પાત્ર બનાવવામાં આવ્યા હતા તે માટે પુરતી હતી અને આ જોઇ ખરેખર મને ખેદ થાય છે.

હું બીજી જે બાબત પર બોલીશ તે ગુજરાનવાળાના આબરૂદાર ગ્રહસ્થો તરફ ચલાવેલા વર્તનની છે. મી૦ થોમસને એક પત્ર વાંચી સંભળાવ્યો જેમાં એ બાબતનું વર્ણન આપવામાં આવ્યું હતું. મેં ધાર્યું કે તે પત્ર કર્નલ ઓબ્રાયન તરફનો હતો. હું સમજી શકયો તે પ્રમાણે તો, હિન્દુ અને મુસલમાનને જાણીબુજીને સાથે બેડી નાંખવામાં આવી હતી. તે ખીના સામે તે વાંધો ઉઠાવે છે. તે કહે છે તે માત્ર આકસ્મિક

હવે હું ઓનરેબલ મી૦ થૉમસનના સંબંધમાં બોલીશ મી૦ થૉમસન, જ્યારે લશ્કરી કાયદાનો અમલ કરવામાં આવ્યો હતો ત્યારે સર માઇકલ ઓડવાયરની સરકારના ચીફ સેક્રેટરી હતા. હું બરાબર સમજું છું કે તેને તેના જુના મુખીની સાથે એ પણ પોતે કસોટીપર છે એમ તેને લાગે છે અને તેથી કાઉન્સિલ સમક્ષ રજુ કરેલી કેટલીક હકીકતોમાં ઘણું અંગત તત્ત્વ લાવવા સારૂ હું કહું છું. પણ જ્યારે શાંતપણે આપણે વિચારીએ તો શું અનુમાનપર આવીએ છીએ? હું કહી ગયો હતો તેમ જો આ સભામાં અથવા બીજે કોઈ ઠેકાણે મેં કહેલી કોઈ હકીકત ખોટી હોય તો હું દીલગીર થઇશ અને તે સુધાર્યા વિનાની રહેશે તો મને વધુ દીલગીરી થશે. વાસ્તે, જો મી૦ થૉમસને મેં જણાવેલી બાબતોમાં માત્ર ખરેખરી માહિતી આપી હોત તો, મેં કહેલી ખોટી હકીકતના સંબંધમાં મારી દીલગીરી ગમે એટલી તીવ્ર હોત તો પણ મેં તેમનો મારા સઘળા અંતઃકરણથી આભાર માન્યો હોત. મી૦ થૉમસને જણાવ્યું હતું તેમ મેં એવું કહયું હતું કે બાદશાહી મસીદની સભામાં અલિગોહર નામના એક સી. આઇ. ડી. ઇન્સ્પેકટરે ચોક્કસ ટીકાઓ કરી હતી જેથી ત્યાં એકઠા થયલા શખ્સોમાં ક્રોધ ઉત્પન્ન થયો હતો. તેણે જણાવ્યું કે તે કેસની તેની પાસે એક ફાઇલ હતી અને મેં જે કથન જણાવ્યું છે તે, એટલે કે, ત્યાં એકઠા થયલા લોકો ઉશ્કેરાયા એવી કાંઇ ટીકા આ ઇન્સ્પેકટરે કરી હતી અથવા એવું કાંઇ તેણે કહયું હતું, એ કથન કહેવામાં આવ્યું હોય એમ સદરહુ ફાઇલ ઉપરથી જણાતું નથી. મી૦ થૉમસન તથા કાઉન્સિલના લાભ માટે હું સી. આઈ. ડી. ના ઇન્સ્પેકટર અલિગોહરખાને પોતે પ્રતિજ્ઞાપૂર્વક રજુ કરેલી ફેફિયત તરફ ધ્યાન ખેંચું છું. અને તે સને ૧૯૧૯ ના ૧ લા માર્શલ લૉ કમિશનના ૧ લા મુકદમામાં છે. તેમાં તેણે જણાવ્યું છેઃ— અમે મસીદમાં સાદા કપડાંમાં હતા. મસીદમાં કેટલાક હજારો લોકો હતા. અને સભા સમક્ષ બોલનારાની રાહ જોતા હતા. અબદુલ હાઇએ મને કહયું કે તેણે મને સી. આઈ. ડી. તરીકે ઓળખ્યો હતો કારણ કે મારાં ખાતાએ તેને ત્રણ મહિનાની સજા કરાવી હતી અને ત્રણ વર્ષનું તેની પાસેથી તારણ લીધું હતું. જ્યારે મેં સી. આઇ. ડી. ખાતાના અમલદાર હોવાની ના પાડી ત્યારે અબદુલ હાઇ પ્લૅટફોર્મ તરફ ગયો અને લોકોને કહેવા લાગ્યો કે સી. આઇ. ડી. પોલીસ આપણી સભાઓમાં ...નાં માથું માર્યા કરે છે."

હવે તમે જુઓ કે તે સી. આઈ. ડી. અમલદાર હોવા છતાં તેનો ઇન્કાર કર્યો અને માત્ર ત્યારેજ અબદુલ હાઇએ લોકોની સમક્ષ બોલવા શરૂ કર્યું અને સી. આઇ. ડી. પોલીસ હંમેશાં તેમની સભામાં માથું મારતા હતા વીગેરે જણાવ્યું.

હવે, મારા માન્યવર ! મારી ખાતરી છે કે સી. આઇ. ડી. ઈન્સ્પેક્ટરે કેટલીક એવી ટીકાઓ કરી હતી કે જેથી સભાના માણસો ક્રોધાયમાન થયા એ મારું કથન તદ્દન ખોટું નહોતું.

હવે મી૦ થૅામસને જણાવેલી બીજી વિગત લઇશ. તે અમૃતસરમાં બેડી પહેરાવવાના બનાવના સંબંધમાં છે.

મી૦ થૅામસન સભાને એવું મનાવવા માંગતા હતા કે તેમની જાણ મુજબ ત્યાં કોઇને પણ બેડી પહેરાવવામાં આવી હતી નહિ. હિન્દીઓને જે દુઃખ વેઠવું પડયું હતું તે સંબંધમાં તેણે એવું પણ જણાવ્યું હતું કે યુરોપિયન સ્ત્રીઓ તથા છોકરાંઓને કિલ્લામાં મોકલતાં તેવીજ જાતની અગવડ વેઠવી પડી હતી અને મને આશા છે કે હું તેમનાજ શબ્દોની બરાબર રીતે પુનરૂક્તિ કરૂં છું. હવે હું સભાની સમક્ષ એક બારિસ્ટર કે જે લશ્કરી કાયદાના ભોગ થયા છે તેમણે કરેલી કેફિયત એ વિષયમાં હું રજુ કરીશ. તે જણાવે છેઃ—તા૦ ૨૧ મીની સવારે મને પોતાને તથા શેખમહમદ અમીન વકીલ, તેનો છોકરો તથા તેનો ભાઇ એ સર્વેને એક સુરક્ષિત બંધ ગાડીમાં લઇ જવામાં આવ્યા હતા. અને ત્યાંથી ફોર્ટમાં લઇ જવાનો હુકમ કરવામાં આવ્યો હતો. અમે ચાર જણ ત્યાં હતા અને અમે બબ્બેને સાથે બેડી પહેરાવીને કોટડીમાં પુરવામાં આવ્યા હતા. કોટડીના એક ખુણામાં સેકેલા ચણાનો એક નાનો ઢગલો હતો અને એક બાલડી પાણી હતું. બપોરના અમને બહાર કાઢવામાં આવ્યા અને સંખ્યાબંધ કાશ્મીરી મજુરો તથા બીજાઓની ટુકડી સહિત અમને બબ્બે સાથે બેડી પહેરાવેલી સ્થિતિમાં કિલ્લાની અંદર ખુલ્લા રસ્તાપર લઇ જવામાં આવ્યા. ત્યાં યુરોપીઅન સ્ત્રીઓ અને ગૃહસ્થો જે આ દેખાવ જોતા હતા તેમની આસપાસ ગોળગોળ અમારે ફરવું પડતું." હું ધારૂં છું કિલ્લામાં યુરોપિયન સ્ત્રીઓ તથા ગૃહસ્થોને જે અગવડો વેઠવી પડી હતી તેમાંની આ એક હતી.

હતું. તે હકીકત ખરી તરીકે સ્વીકારવાની હું ના પાડુ છુ આ વિષયપર પાયોનિયરના ખબરપત્રીના લખાણમાંથી ઉતારો આપીશ તે તા૦ ૨૫ મી એપ્રિલના પત્રમાં છે. તેણે કહ્યુ —

ગુજરાનવાળા હુલ્લડનો અત લગભગ નાટકી રીતે આવ્યો કર્નલ ઓબ્રાયનને મિર્ઝા સુલતાન આહમદને ચાર્જ સોપ્યો અને લાહોરમા આવ્યો જ્યારે આ સમાચારની ખબર પડી તે તાબડતોબ પોતાના જીલ્લામા ગયો અને રમખાણુને તુરત દાબી દઇને તેણે અગીઆર નેતાઓને પકડયા ( તેમાં એક મગલસેન કરીને હતો જે નાણા સબધી એક નિપુણ હતો) તેમની સાથે ૨૬ મી રોયલ સસેકસની એક ટુકડી રાખીને અને બે શહેરી બાવાઓના ઉપરીપણા હેઠળ તેમને સરઘસના રૂપમા લઇ જવામા આવ્યા એ શહેરી બાવા એક હિન્દુ અને એક મુસલમાન હતા અને તેમને એવો હુકમ હતો કે જુલમના કામો કરીને ગેરવર્તણુક નહિ ચલાવવાને તેમના મતદારોને બુમ પાડીને કહેવુ. પાયોનિયરનો વિદ્વાન અને વિશાળ હૃદયનો ખબરપત્રી જણાવે છે કે આ દેખાવ—આ હિન્દુ મુસલમાનની ઐક્યતાનો દેખાવ દિલ્હીમાં જુમા મસજીદમા મુનશીરામ બોધ કરતા હોય તે દેખાવના જેટલોજ અસરકારક હશે

મે રજુ કરેના ઉતારા પરથી કાઉન્સિલે અનુમાન કરવુ કે આ બનાવના સબધમા જે માણુસોને મી૦ થોમસન રજુ કરે છે તેમની લાગણીઓ કેવી હશે? અને હિન્દુ મુસનમાનને અકસ્માતથીજ સાથે બેડી પહેરાવીને માનભગ સહિત કુચ કરાવી લઇ જવામા આવ્યા હતા એ બીના નહિ સ્વીકારવાને હુ સભાને વિનતિ કરૂ છુ

મી૦ થોમસનની બીજી વિગત સક્ષિપ્ત રીતે કરેલા ઇન્સાફના સબધમા મે જે ઉલ્લેખ કર્યો હતો તે વિષે છે મે કહ્યુ હતુ કે કેટલીક બાબતમાં પુરાવાની નોધ લેવામા આવી નહોતી મે એમ નહિ કહ્યુ હતુ કે સઘળી બાબતમાં પુરાવો નોધવામા આવ્યો નહોતો મી૦ થોમસને બતાવ્યુ કે કેટલીક બાબતોમા તેની પાસે પાનાઓના પાના પુરાવાના હતા તે કદાચ હોય, મે એમ નહોતુ કહ્યુ કે કોઇ પણ મુકદમામા પુરાવો લેવામા આવ્યો નહોતો મે જે કહ્યુ હતુ તે એ એવુ કહેવામા આવે છે કે કેટલાક મુકદમાઓમા પુરાવાની નોધ લેવામા આવી નહોતી

મને એ મુકદમાઓમાં ચુકાદાની દાખલાવાળી નકલો મેં કાઉન્સિલ સમક્ષ રજુ કરી હતી જેમાંની એકના સંબંધમાં મેં બતાવ્યું હતું કે તોહમતદાર પર જે ગુન્હાનું તોહમત મૂકવામાં આવ્યું હતું તે પણ તેમાં જણાવેલો નહોતો.

આ મુકદમાનો ઇન્સાફ મી૦ હોઇલે તા૦ ૨૬ મી મે ૧૯૧૯ ને રોજ આપ્યો હતો. મી૦ થોમસનને તે વિષે એક પણ શબ્દ કહેવાનો નહોતો.

જે બીજા બનાવનો મેં ઉલ્લેખ કર્યો અને જે વિષે મી૦ થોમસને પણ ટીકા કરી હતી તે રામનગરનો મુકદમો હતો. તેમાં એવું કહેવામાં આવ્યું છે કે રાજાનું પુતળું બાળવામાં આવ્યું હતું. મી૦ થોમસન મારો મુદ્દો સમજી શકયા નહિ અને મેં જણાવેલી વિગત એમ ખરેખરી રજુ કરી નથી. મારી ફરિયાદ એ હતી કે કેટલીક બાબતમાં રામનગરના સૌથી આબરૂદાર હિન્દુ શહેરીઓ પર રાજાનું પુતળું બાળવાનો આરોપ મૂકવામાં આવ્યો હતો. સમાજમાં તેઓ જે માનમરતબો તથા મોભ્ભો ભોગવે છે તે ઉપરથી હું તે માની શકતો નથી અને આવી મૂર્ખતાભરેલાં તથા દુષ્ટ કામ માટે તેઓ ગુન્હેગાર હોય એવું માનવું કોઇ પણ વ્યાજબી માણસ માટે અશકય છે. તેમની ફરિયાદ એવી હતી કે તેમને એક જાહેર તપાસ જોઇતી હતી તે થઇ નથી. તેમની એક નિયમસરની તપાસ થઈ નહોતી અને તેઓ એવો આગ્રહ કરતા હતા કે જો એક નિયમસર તપાસ કરવામાં જો વરિષ્ઠ કોર્ટમાં તેમને અપીલ કરવા દેવામાં આવી હોત તો, સઘળી હકીકતો તપાસવામાં આવત અને તેમની નિર્દોષતા પુરવાર થાત. તેઓ આગ્રહપૂર્વક જણાવતા હતા કે એ મુકદમો બનાવી કાઢેલો હતો, તેને જરા પણ પાયો નહોતો. તે બાબતનો રીતસર ઇન્સાફ માંગવાનો તેમને હક હતો. આ બાબતને કોઈ પણ લશ્કરી કાયદાના ત્રિબ્યુનલ સમક્ષ સંક્ષિપ્ત રીતે ઇન્સાફ કરવા માટે લશ્કરી કાયદાની જરૂર નહોતી અને મારી તકરાર એ છે કે તેમને લશ્કરી કાયદાની સંક્ષિપ્ત ઇન્સાફની અદાલત સમક્ષ મુકીને તેમને પોતાની નિર્દોષતા સ્થાપવા સારૂ જે તક મળત તે છીનવી તેમની પાસેથી લેવામાં આવી છે અને તેમની સાથે અન્યાયી રીતે કામ ચલાવવામાં આવ્યું છે.

હવે લાયલપુર ભુસાના મુકદ્દમા વિષે પણ મારે બે શબ્દો કહેવા જોઈએ. એવું કહેવામાં આવ્યું છે લાયલપુર ખાતે રૂા. ૫૦૦૦૦ ના ભુસાને આગ લગાડવામાં આવી હતી. જો આમ હતું તો તે એક ગંભીર નુકશાન હતું. પણ શું તે ખરેખર આ પ્રમાણે હતું વારૂ? આ કામના સંબંધમાં કરેલી તપાસ ઉપર લાયલપુરના ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટે કરેલા હુકમની નકલ મારા હાથમાં છે. સરકારે દેખીતી રીતે તેને, પોલિસ આકટની ૧૫ મી કલમ મુજબ, એ ભુસું બાળી નાંખવા માટે શું બદલો નક્કી કરવો તેનો રીપોર્ટ કરવા લખ્યું હતું. આ મુકદ્દમો મી૦ જી. એફ. ડીમોન્ટમોરેન્સી સમક્ષ લેવામાં આવ્યો અને તે એવા નિર્ણય પર આવ્યો કે હુલ્લડમાં જેઓએ ભાગ લીધાનું ધારવામાં આવતું હતું તેમણે લગાડેલી આગનું પરિણામ નહોતું અને તે કદાચ અકસ્માતથીજ થયું હોય. ગમે તેમ પણ જેમના પર સંશય લાવવામાં આવ્યો હતો તેમનું એ કામ છે એમ નિર્ણય પર આવવાને અશક્ત હતો. તેણે હેઠળ મુજબ કહ્યું હતુંઃ—

ભુસાને ૮–૧૫ તથા ૮–૪૫ (રાત્રિના) ની વચ્ચે આગ લાગી હોય એમ જણાય છે. ભડકો ૮–૪૦ ના વખતે પહેરેગીરે જોયો હતો. જ્યારે હું આવ્યો ત્યારે ઉપર જણાવેલા થોડા મ્યુનિસિપલ નોકરો તથા સ્ટોરકીપર તથા કારખાનાનાં કેટલાક માણસો એટલાજ લોકો માત્ર ત્યાં હતા. તે ઢગ આગળ કોઈ પણ ટોળું ગયાની અથવા તેની નજદીક કોઈ પણ માણસ ગયાની ખબર નથી. ચોકીદાર ગેરહાજર હતો તે તેની આળસાઈ બતાવે છે અને તે ગોઠવણ કરી મુકવામાં આવી હોય અથવા અગાઉથી ચિન્તિત હોય એમ જણાતું નથી. ગુડ્ઝ યાર્ડની નજદીકમાં રોનવાળાએ તથા લશ્કરી પહેરેગીરે કાંઇ પણ શંકાશીલ જોયું નહોતું.

એક સંપૂર્ણ પોલિસ તપાસ કરવામાં આવી હતી. ભુસું બળી જવા સંબંધી કાંઇ પણ ચિન્હ જણાયું નહિ. શિયાકપુરા મુકદમામાં થોડા શહેનશાહ તરફના સાક્ષીઓ હતા તેઓ સાક્ષીઓ હતા અને લાયલપુરના હુલ્લડોમાં જેઓને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા તેમની ખાનગી બાબતોથી વાકેફ હતા. ભુસું બાળી નાખવા સંબંધી તેઓને કાંઇ પણ માહિતી આપવાની નહોતી તે ઉપરથી જણાય છે કે તેમના ··· ાની એ યુક્તિ નહોતી.

"તે વખતે એવો મજબુત સંશય હતો કે આ કામ કોઇ આગ લગાડનારનું હતું કારણ કેઃ—

(૧) રમખાણોના સંબંધમાં બીજે ઠેકાણે એવાં કામો થયાં હતાં.

(૨) તોઆ ટેકસિંહ આગળ ભુસું બાળવાનો એક ક્યારો હતો એવું કહેવામાં આવતું હતું.

(૩) આગલે દિવસે ગુડઝ યાર્ડમાંથી સામાન લઇ જવામાં આવ્યો હતો તે બીનાથી.

"પોલીસની તપાસથી આ કામને કોઇ આગ લગાડનાર અથવા કોઇ પણ હુલ્લડ અથવા હુલ્લડખોરો સાથે સંબંધ હોય એમ જણાતું નથી.

લાયલપુરના રમખાણોમાં જેમને ગુન્હેગાર ઠરાવી જેલમાં રાખવામાં આવ્યા છે તેમને મેં સવાલો પુછયા હતા તેઓ જે જાણતા હતા તેની ખબર આપવાની ગુન્હેગાર ઠર્યા પછી તેમને હવે કાંઇ હરકત નથી. બીજી કેટલીક બાબતો પર તેઓએ માહિતી આપી છે. પણ ભુસાની બાબતમાં કાંઇ પણ માહિતી તેમની પાસે નથી.

"કોઇ ગામવાસી અથવા ગામવાસીઓનું આ કામ હતું કે કેમ એ બીના પણ મેં તપાસી છે પણ કાંઇ પણ બાતમી મળી શકી નહિ.

વિદ્વાન ડિસ્ટ્રિકટ માજીસ્ત્રેટ કહે છે કે આજુબાજુની ચીમનીમાંથી નીકળતી ચીણગારીઓથી ગયા એપ્રિલથી કેટલીક આગો લાગી હતી. ભુસાની આગનું આ કારણ હોય એ બનવાજોગ છે જો કે તે દૂર હોવાથી સંભવિત લાગતું નથી અને છેવટમાં તે જણાવે છે કે:–પ્રદેશમાં ગેરકાયદેસર મંડળી તથા હુલ્લડને લીધે આ નુકશાન થયું હોય એમ જણાવવા સંશય શિવાય બીજી રીતે કહેવાને હું અશકત છું. વાસ્તે પોલસ આકટ કલમ ૧૫ અ (૨) (ક) માં જણાવેલું ભરણું આકારવાને હું અશકત છું આટલું હવે ભુસું બાળવા સંબંધી થયું. મને આશા છે કે મારા માનવંત મિત્ર આ બનાવ સંબંધનો મત પણ સુધારશે.

હવે જલીઆનવાલા બાગમાં ગોળીબાર કરવાથી જે સંખ્યાબંધ મરણો થયાં તેના વિષે હું બોલીશ. મેં તે દિવસે જણાવ્યું હતું કે-

૫૩૦ મરણો નીપજ્યા હતા અને ૧૯૨ માણસો ઘાયલ થયલા જણાયા હતા આ હકીકતનો સ્વીકાર નહિ કરવાને મી૦ થોમસને કાઉન્સિલને ચેતવણી આપી હતી મરણોની સખ્યાના સબધમાં તેણે જણાવ્યુ કે તે નક્કી કરવા સારૂ સરકારે એક ઢઢેરો કાઢયો હતો તેણે વધુ જણાવ્યુ કે પજાબની સરકારે પોતાથી બનતાં દરેક ઉપાયો, મરણોની સખ્યા નક્કી કરવાને લીધા હતા તેણે કહ્યુ —અમૃતસરમા એક ઢઢેરો કાઢીને, જેઓ મરણ પામ્યા હતા તેમના નામને લગતી માહિતી હોય એવા સઘળા માણસોને બોલાવવામા આવ્યા હતા સ્થાનિક અધિકારીઓને સૂચનાઓ મોકલવામા આવી હતી કે માણસોને આગળ પડીને તેમની પાસે હોય તે માહિતી આપવાને ઉત્તેજન આપવુ તે દિશામા દરેક બનતા પગલા લેવામા આવ્યા હતા તે તપાસનુ પરિણામ એ આવ્યુ કે એકદર મરણ ૨૯૧ થયા હતા અને બીજા કોઇ જે વધુ સખ્યા જણાવે તેને વજન આપતા વિચાર કરવો

ઓ૦ મી૦ થોમસન—'સશય એ શબ્દ મે તો વાપર્યો હતો

ઓ૦ પંડિત માલવિયા—તેમણે ' ઘણા સશયથી એ શબ્દો વાપર્યા હતા ઠીક પણ ખરેખરી બાબતો શુ છે?

મારા હાથમા મી૦ વી એન તિવારી સેવાસમિતિના ઓનરરી સેક્રેટરી એમણે પ્રસિધ્ધ કરેલો પત્ર છે તે અમૃતસરમા મદદ આપવાના કામમાં કામ કરે છે તે જણાવે છે કે અત્યાર સુધી અમારી જાણમા આવેલા મરણની સખ્યા ૫૩૦ છે તેમા ૬૦ જણ કે જેમના ચિન્હ જણાતા નથી અને જેઓ જાણીતા નથી અને જેમનો કોઈ માલીક નથી અને જેમનો અગ્નિ સસ્કાર કેટલાક દયાવાન ગ્રહસ્થોએ કરાવ્યો હતો તેમનો પણ સમાવેશ થાય છે

સેવા સમિતિના પ્રતિનિધિઓ અમૃતસરમા મદદ આપવાને ગયા હતા અને કોણ માર્યા ગયા હતા તથા કોણ ઘાયલ થયા હતા તે શોધી કાઢવાને અમે તપાસ શરૂ કરી, જેથી કરીને ક્યા લોકોને મદદ આપવી તેનો નિર્ણય થઇ શકે અને આ પ્રમાણે આસપાસ માણસો મોકલીને મરી ગયલા તથા ઘાયલ થયલા શખસોની સખ્યા અમે શોધી કાઢી અમારા સેક્રેટરી લખે છે કે—'જલિયાનવાલા બાગ ખાતે માર્યા ગયલા તથ

ઘાયલ થયના માણસોની સખ્યા નકી કરવાને અહીં આવ્યો તે દિવસથી મારે અથાગ પ્રયત્નો કરવા પડયા છે. અમારા સ્વયસેવકો અમૃતસર શહેરમા ઘેરે ઘેર જઇને માર્યા ગયલાનાજ નહિ પણ ઘાયલ થયલા માણસોના નામ પુછી આવતા મે પછી વોલન્ટીયરોને અમૃતસર, મુઝફરપુર, સિઆલકોટ તથા લાહોર જીલ્લાઓના દરેકે દરેક ગામમા મોકલવાની તજવીજ કરી જેથી કરીને આશ્રિતોને તગીમા હોય તો અમે મદદ આપી શકીએ અમે પજાબના ઉર્દુ તથા ગુરૂમુખી પત્રોમા જાહેર ખબર આપીને લોકોને માર્યા ગયલા તથા ઘાયલ થયલા માણસોના નામો તથા પત્તા ઑફિસમા લખી જણાવવાને વિનતિ કરીએ છીએ

આ રીતે ૫૩૦ ની સખ્યા મળી હતી એ કાઈ કાલ્પનિક સખ્યા નહોતી અમૃતસર ખાતે અધિકારીઓને જેટલી સથીસાઠા સખ્યા જણાવવામા આવી હતી તેનાથી વધુ નહિ તો તેટલીજ ભક્ષ ળથી એ સખ્યા મેળવવામા આવી હતી અમૃતસર ખાતેના અધિકારી ઓને ન્યાય આપતા, મારે જણાવવુ જોઇએ કે નીપજેલા મરણોની સખ્યા બાબતની તેમને છેવ્વેલ્લી માહિતી મળી નથી એવુ મારૂ ધારવુ છે મને યાદ છે ત્યા સુધી તો તેમણે કહયુ હતુ કે હિન્દુસ્તાન સરકારને બાતમી મોકલવામા આવી તે તારીખ સુધી ૨૮૧ મરણોનુ જણાવવામા આવ્યુ હતુ અને હુ ધારૂ છુ કે સભા સમક્ષ રજુ કરેલા પત્રમાં તે પ્રમાણે જણાવેલુ હતુ મી૦ મી૦ થોમસને તેથી મે જણાવેલી સખ્યાને અતિ શકાશીલ ગણવાને કહેવાની જરૂર નહોતી સભાળથી તે સ્વીકારવી પણ જે સખ્યાબધ મરણો થયા છે તે સત્તાવાળાઓ ૨૯૧ જણાવે છે એટલાજ સમજસર માત્ર માનવાની ના પાડવી જોઇએ નહિ નીપજેલા મરણોની સખ્યામા એક પણ વધારે ઉમેરવાની મને ઇચ્છા નથી અને એવી ઇચ્છા કરી શકુ પણ નહિ ખરેખરી સખ્યા શોધી કાઢવી જોઇએ આપણે સત્ય શોધી કાઢવાને એકત્ર થઇએ અને સત્યનેજ વળગીને આપણે રહેવુ જોઇએ છેવટે, જલિયાનવાળા બાગના કુવામાના મુડદાના બનાવ વિષે હુ બોલીશ અહીંઆ મી૦ થોમસન પોતાની મર્યાદા ઓળગી ગયા હતા મારા કથન સબધમા તેમણે તે ખરૂ હોવા બાબત શકા બતાવી અને સભાએ અથવા દરેકે મે જણાવેલા આક્ષેપોની કઇ રીતે તુલના કરવી તે માટે એક કસોટી તરીકે રજુ કર્યુ.

વાસ્તે તેમના ભલા માટે તથા સભાની માહિતી માટે આ કમનસીબ બનાવ સંબંધમાં કાંઇક લંબાણથી બોલવાની મને ફરજ પડે છે. મારા માનવંત મિત્રો પંડિત મોતિલાલ નેહરૂ, સ્વામી શ્રદ્ધાનંદ તથા હું પોતે બીજા કેટલાક ગૃહસ્થો સહિત, જે જગ્યાએ અમારા આટલા બધા બંધુઓની કતલ થઇ હતી તે જગ્યા જોવાને જલિઆનવાલા બાગ ગયા હતા. જ્યારે અમે ત્યાં ગયા ત્યારે અમે કુવામાં જોયું હતું, મારા એક મિત્રે તે કુવામાં કાંઈ મુડદાં જેવું જોયું. તેમાં એક પત્થર ફેંકવામાં આવ્યો. તે ફર્યું અને અમે તે જોયું અને એટલી બધી દુર્ગંધ આવી કે અમે કુવા આગળથી અમે પાછા ફર્યા. જ્યારે અમે ઘેર પાછા ફર્યા ત્યારે મને તથા મારા એક મિત્રને એવો વિચાર આવ્યો કે તે જગ્યાની માત્ર આરોગ્ય દ્રષ્ટિથી એ બાબત અમૃતસરના ડેપ્યુટી કમિશનરના ધ્યાન પર લાવવી. મ્યુનિસિપલ બોર્ડના પ્રમુખપરના મારા પત્રનો રાજ્યદ્વારી રીતનો કાંઇજ અર્થ નહોતો. અને સરકારની વિરૂદ્ધ પણ કાંઇ પણ તેમાં કહેવાનું નહોતું. સરકારની બદનામી કરવાના હેતુથી સરકાર વિરૂદ્ધની બાબતો શોધી કાઢવાની અમે ઇચ્છા રાખતા હતા એમ ધારી લઇએ તો તે દુષ્ટ અનુમાન કહેવાય. કુવામાં એક મુડદું હોવાનું અમને જણાયું એટલે આસપાસ લોકો તરફના દયાભાવથી અમને એમ લાગ્યું કે એ તરફ સત્તાવાળાઓનું ધ્યાન ખેંચવું. વાસ્તે મેં મ્યુનિસિપલ બોર્ડને આ પ્રમાણે પત્ર લખ્યો:—

"જલિઆન બાગમાં આવેલા મોટા કુવામાં હજુ એક કે વધારે મુડદાં કોહવાટની સ્થિતિમાં છે તે તરફ હું તમારૂં ધ્યાન ખેંચવા રજા લઉં છું. ગઇ કાલે બીજા કેટલાક મિત્રો સહિત હું બાગમાં ગયો હતો. અને ત્યાં પાણીમાં એક મુડદું તરતું અને અત્યંત વાસ મારતું અમે જોયું. કુવાની ઘણી નજદીકમાં માણસો રહે છે અને તે તાબડતોબ સાફ કરાવીને રોગ બીજનો નાશ કરવામાં ન આવે તો આજુબાજુના લોકોની તંદુરસ્તીને ગંભીર નુકશાન થશે."

એ પત્ર ૩૦ મી જુનનો હતો. તા૦ ૮ મી જુલાઇએ મ્યુનિસિપલ કમિટીના પ્રેસિડન્ટ તરફથી મને પ્રત્યુત્તર મળ્યો તે નીચે મુજબ હતો

"તમારા તા૦ ૩૦ મી જુનના, જુલિયાનવાળા બાગના કુવામાં મુડદાં હોવાનું જણાવ્યાના પત્રના જવાબમાં જણાવવાનું જે કુવાને

તરનારાઓ પોલીસ તથા ૧૦ લાયક સાક્ષીઓની સમક્ષ બરાબર જોઈ
વાયા હતા કાંઇ મુડદાં કે હાડપિંજર જોવામાં આવ્યાં નહોતાં.
જે કાંઇ મળી આવ્યું હતું તે કપડાંના ટુકડા અને એક માટીનું
વાસણ હતાં.

થોડો વખત થયાં એ કુવાનો ઉપયોગ કરવામાં આવ્યો નથી અને
તેથી તમે જણાવેલી દુર્ગંધ આવતી આવશે."

મારે ઘણું ફરવું પડે છે અને આ પત્રનો છેક ઑગસ્ટ સુધી હું
જવાબ આપી શકયો નહિ અને ત્યારે મેં તથા મારા મિત્ર પંડિત
મોતીલાલ અમૃતસરના ડેપ્યુટી કમિશનર પર એક પત્ર લખ્યો. તેના
પત્રમાં પંડિત મોતિલાલ જણાવે છે કેઃ—

"તેના તાબેદારોએ કરેલા રીપોર્ટમાં" એ બનાવનો તદ્દન ખોટો
હેવાલ આપેલો છે એમ કહેતાં હું જરા પણ અચકાતો નથી.

ઓ૦ પંડિત મદનમોહન માલવિયાએ તથા મેં પોતે બીજા દોષ-
રહિત પ્રમાણિકતાવાળા બીજા ગ્રહસ્થોની સાથે સ્પષ્ટપણે અને ભૂલી ન
શકાય તેવી રીતે કુવામાં અમારી પોતાની આંખો વડે એક માણસનું
મુડદું જોયું છે અને પોલીસના ગમે તેવા રીપોર્ટથી એ હકીકત ફરી
શકે એમ નથી. તા૦ ૧૩ મી એપ્રિલની કમભાગ્ય બપોરે જલિયાન-
વાળા બાગમાં કોઇ પણ જાન ગયા નહોતા એમ પણ પુરવાર કરવાને
તેઓ કોશેશ કરે.

નેશનલ બેન્કની લુટને બદલે આવું સડેલું મુડદું કયા જાદુથી
મૂકવામાં આવ્યું તેની તપાસ કરવી એ કાંઇ મારું કામ નથી. અને
આ કાગળની હું તમને તસ્દી આપુ છું તેનું કારણ માત્ર એટલુંજ છે
કે, અમૃતસરના પોલિસમાં લાંચ રૂશ્વત બાબતની માહિતી માટે મને
લખીને લોકોને વિશ્વાસમાં લેવાની તમે ઇચ્છા ધરાવી છે જેની હિન્દમાં
સઘળા જાહેર માણુસો ઉચી કિંમત આંકે છે. આ બનાવ ઉપરથી
જણાશે કે, લોકો તરફથી ખરી હકીકતોને સત્તાવાળાઓના ધ્યાન પર
લાવવાના પ્રમાણિક પ્રયત્નો નીચી પાયરીના નોકરો શું ઉપયોગ કરે છે
અને ઓનરેબલ પંડિત માલવિયાના જેવા દરજ્જા તથા મોભ્ભાવાળા
શખ્શોએ જણાવેલી ખરી હકીકતોને કથનોની પસંદગીમાં પોતાના-

ત્તાએદારોની ચુંટી કાઢેલી હકીકતો સ્વીકારવાને સત્તાવાળા કેટલા તત્પર હોય છે તે આ બનાવ ઉપરથી સિદ્ધ થશે. અધિકારી તથા બિન અધિકારી વચ્ચે સરકાર માટે જે મોટી મોટી વાત વારંવાર કરવામ આવે છે તેના વિષે પણ એ એક ગોકજનક ટીકા છે.

મેં આ પત્રની સાથે એક ટુંક પત્ર લખ્યો હતોઃ—

"પંડિત મોતિલાલ નેહરૂએ તેમણે તથા મેં બીજા મિત્રોની સાથે જલિયાનવાલા બાગના કુવામાં શું જોયું તે હમણા કહયું છે. અને પોલીસ તથા બીજા દસ લાયક સાક્ષીઓની સમક્ષ કુવાને બરાબર રીતે તરનારાઓએ થોડા દિવસ પછી જોયો હતો એ બીના તદ્દન બિન ઉપયોગી છે. અમે જ્યારે ૨૯ મી જુનને રોજ કુવા આગળ ગયા ત્યારે ઓછામાં ઓછું એક મુડદું તેમાં હતું તે વિષે કોઇ પણ જાતનો સંદેહ ઉદભવી શકે તેમ નથી. અને કુવો ગમે એટલો ઉપયોગ વિનાનો રહયો હોય તો પણ અમે નજરો નજર જે જોયું છે તેનો ખુલાસો નથી. મારે ઉમેરવું જોઇએ કે એક સડી જતાં મુડદામાંથી નીકળતી દુર્ગંધ તથા વપરાશ વગર પડી રહેલા કુવાની વાસને પારખવા જેટલી અમારી ઘ્રાણેંદ્રિય પુરતી રીતે ખીલેલી છે."

અમૃતસરના ડેપ્યુટી કમિશનરે એ પત્રના જવાબમાં હેઠળ મુજબ લખ્યું હતુંઃ—

તમારા ૨૦ મી ઓગસ્ટના પત્ર માટે હું તમારો ઉપકાર માનું છું. એ બાબતની ગમે તે ખરી હકીકત હોય છતાં, જો તમે અમૃતસરની કોઇ મુલાકાત વખતે મને મળવા જેટલો વખત કાઢી શકશો તો હું ધારૂં છું કે હું તમારી ખાતરી કરી આપીશ કે તમે ખરા હતા એમ ધારવા માટે તેને જેટલા સારાં કારણો હતાં તેટલાંજ સારાં કારણો તમે કુવામાં જે જોયું તેમાં તમે ભુલતા હતા તે વિષે હતાં."

આ પત્ર એક ગ્રહસ્થ તરફથી બીજા ગ્રહસ્થ ઉપર હતો. હવે હું ધારૂં છું કે હકીકતો પુરતી રીતે સ્પષ્ટ છે અને તે વિષે બોલવાની હું જરૂર જોતો નથી. કરવામાં આવેલા રીપોર્ટ સારૂ ૧૦ લાયક સાક્ષીઓ પોલીસ બોલાવી લાવે તે પહેલાં અમે જોયલું મુડદું કુવામાંથી બહાર કાઢવામાં

આવ્યું હોય એ અસંભવિત છે એમ કોઇ પણ કહી શકશે ખરું ? હું તેનો ન્યાય દરેક વ્યાજબી માણસને પોતાને માટે કરી લેવાને સોંપું છું.

હવે હું મી૦ થોમસન ઉપર વધુ વખત ગુમાવીશ નહિ. હું માત્ર આટલુંજ કહીશ તે આ સભાનો એક નવિન સભ્ય છે. હું આ સભાનો જુનો અને કદાચ સૌથી જુનો સભ્ય છું. આ સભાની પ્રથા એવી હતી, જુની પ્રથા એવી છે કે આપણી સભામાં દાખલ થતા દરેક સભ્ય તરફ એક ગૃહસ્થ તરીકેનું વર્તન ચલાવવું. આ પ્રથાથી વિરુદ્ધ ચાલવાની મી૦ થોમસન મને ફરજ પાડશે નહિ એવી આશા છે. મને આશા છે કે મે ખરી હકીકતો કહી છે એટલે હવે ગૃહસ્થ તરીકે તે વર્તશે અને સભાના મોભ્ભાને અપમાનકારક ટીકાઓ પાછી ખેંચી લેશે.

હવે હું જલિયાનવાળા બાગના બનાવોના સંબંધમાં જનરલ સર હેવલોક હડસને કરેલી ટીકાઓના સંબંધમાં બોલીશ. આ બનાવોનો ઉલ્લેખ કરવો મને દુઃખકર લાગે છે. ઇતિહાસના વાચનમાં આ બનાવો કરતાં વધારે દુઃખજનક મને બીજું કાંઇ જણાયું નથી જનરલે ખુલાસો આપવાનો પ્રયત્ન કર્યો છે. તેણે હકીકતોની તકરાર કરી નથી તેણે તેને પુરી પાડવામાં આવેલી માહિતી પ્રમાણે ખુલાસો આપવાનો યત્ન કર્યો છે. જનરલ સાહેબ પર કોઇ પણ અંગત ગેર હકિકતનો આરોપ મુકાતો નથી. તે આબરૂદાર સોલ્જર છે. તે માત્ર તેમને પુરી પાડેલી હકીકતો ઉપરથી બોલ્યા છે. પણ મેં કરેલા આક્ષેપો જોતાં તથા આ કરુણરસિક બનાવ બન્યો ત્યારે ખુદ જલિયાનવાલા બાગમાં હતા તે શખ્શોએ ઘણી બાબતમાં કરેલા આક્ષેપો જોતાં, મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે જનરલને પુરી પાડેલી હકીકતો ખોટી છે. પછી જનરલ સાહેબે જે લશ્કરી અમલદારને બિન લશ્કરી સત્તાવાળાઓ સાથે મળી કામ લેવાનું કહેવામાં આવ્યું હતું તેના મનની શું સ્થિતિ હોય તેનું વર્ણન આપ્યું. તેણે જણાવ્યું, "જ્યારે લશ્કરી અમલદાર તે જગ્યાએ પહોંચ્યો ત્યારે જાનમાલના રક્ષણના હેતુથી તેની પ્રથમ સંભાળ તેના લશ્કરની વ્યવસ્થા કરવાની હતી. તેની બીજી સંભાળ હુલ્લડના કોઇ પણ પ્રયત્નને દાબી દેવામાં જબરદસ્તી કરવી પડે તો તેનું શું પરિણામ આવશે તેની લોકોને ચેતવણી આપવી આ પગલાંઓ ખરું જોતાં અમૃતસરના કમાન્ડિંગ ઓફિસરે લીધાં હતા. ૧૧ મી તથા ૧૨ મી

તારીખે તેણે તેના લશ્કરોની ફરી વ્યવસ્થા કરી હતી અને ૧૨ મે તારીખે એક ટુકડીને શહેરની અદર આસપાસ ફેરવી લઇ ગયો જેથ લશ્કરના દેખાવની લોકોના મન ઉપર અસર થાય પછી જનરલે કહ્યુ કે ૧૨ મી તારીખે સાજે તથા ૧૩ મી તારીખે સવારે એક ઢંઢેરો કાઢવામા આવ્યો. કમાન્ડિંગ ઓફિસર એક લશ્કર શહેરના મુખ્ય રસ્તાઓમાંથી લઇ ગયો અને દાડી પીટાવીને જણાવ્યુ કે જરૂર પડશે તો બળનો ઉપયોગ કરવામા આવશે ઢંઢેરો સાભળવાને લોકોને એકઠા થવા દેવામા આવ્યા હતા ત્યાર બાદ તેણે જણાવ્યુ કે લશ્કર હજુ શહેરમા હતું કમાન્ડિંગ ઓફિસરને ખબર મળી કે તેના ઢંઢેરા છતા હુલ્લડખોરોની એક સભા બપોરે સાડા ચાર વાગે જલિયાનવાલા બાગમાં મળનારી હતી એક સભા ખરેખર ભરવામા આવી હતી પણ શુ ત્યા એકઠા થયના માણસો હુલ્લડખોરો હતા? એમ કહેવુ એ સત્યનું ઉલ્લઘન છે હુ એમ નથી કહેતો કે તે જનરલે કહ્યુ છે તે તો તેને કહેવામા આવ્યુ છે તે પાછુ કહી જણાવે છે પણ મારા માન્યવર! હુ જણાવુ છુ કે જે માણસો ત્યા ભેગા થયા હતા—શસ્ત્ર રહિત, નિરપરાધી કુમળી વયના છોકરાઓ તથા વૃદ્ધ માણસો તથા બીજાઓ—તેમને હુલ્લડખોરો કહેવા એ જૂઠું છે તેઓ હુલ્લડખોરો હોવાનું માની શકાય તેવુ કાઇજ તેમણે કર્યું હતુ નહિ પણ હુ આગળ ચાલીશ કમાન્ડિંગ ઓફિસરને લગભગ બપોરે ખબર મળી કે સાડા ચાર વાગે સભા મળવાની હતી તેણે પછી શુ કર્યું? જનરલ હડસન કહે છે—આ જગ્યા અગાઉ સભાઓ માટે વાપરવામા આવી હતી અને ચળવળ કરનારાઓના નેતાઓએ તા૦ ૨૯ મી તથા ૩૦ મી માર્ચ તથા ૨ જી એપ્રિલને રોજ મોટી સભાઓ સમક્ષ ભાષણ કર્યું હતુ અને હડતાળ દરમિયાન ૧૦ મી તારીખે જબરદસ્ત સભા એકઠી મળી હતી અને સરકારને તિરસ્કારમા લાવવાના ઇરાદાવાળા ભાષણો ભજવવામાં આવ્યા હતા તેથી કમાન્ડિંગ ઓફિસરને સ્પષ્ટ લાગ્યુ કે તેના હુકમોનો જાણી જોઇને અનાદર કરવામાં આવશે. કમાન્ડિંગ ઓફિસરને આવી મૂર્ખાતા ભરેલી વસ્તુ કેમ સ્પષ્ટ જણાઈ વારુ? એ જગ્યાએ ચોક્કસ સભાઓ ભરાઇ હતી કોઈ બીજે પ્રસગે ચોક્કસ ભાષણો કરવામા આવ્યાં તાં અને કોઈ પણ જુલમ અથવા અવ્યવસ્થા ઉત્પન્ન કર્યા સિવાય

સઘળું કામ શાંતપણે કરવામાં આવ્યું હતું તેટલા સબબસર કમાન્ડિંગ ઓફિસરે શું એમ અનુમાન કરવું જોઇતું નહોતું કે જે લોકોની સભા મળવાની હતી તે અગાઉની સભાઓની માફક શાંતિથી વિખેરાઈ જશે? તેના હુકમોનો જાણીજોઇને અનાદર થશે એ મતને પ્રતિપાદન કરવાને શું હતું? જો તે એવા અનુમાન પર આવ્યો છતાં પણ, લોકોને શું એવી ચેતવણી આપવાની તેની ફરજ નહોતી કે, જો તેઓ વિખેરાઇ જશે નહિ તો તેમના પર ગોળીબાર કરવામાં આવશે? એવી કાંઈ પણ ચેતવણી જાહેરનામામાં આવી નહોતી. હું નમ્રતાપૂર્વક જણાવું છું કે આ એક કર્તવ્યનું મહાન, સૌથી વિશેષ પાપયુક્ત વર્જન હતું. અને જે બન્યું તેના વિષે જનરલ શું કહે છે? અમૃતસરના કમાંડિંગ ઓફિસરને ૧૩ મી એપ્રિલની લગભગ બપોરે, સીધો જો તેની સત્તાનો અનાદર કરીને યોજેલી સભા ભરવામાં આવે તો તેણે શું કરવું તેનો નિર્ણય કરવો પડયો હતો. હું જણાવું છું કે જ્યારે તેણે સભા વિષે સાંભળ્યું ત્યારે તેની પ્રથમ ફરજ એ હતી કે દાંડી પીટાવીને લોકોને ખબર કરવી હતી કે સદરહુ સભા અટકાવવામાં આવી હતી અને જો તેઓ તેના હુકમનો અનાદર કરીને ભેગા થશે તો તેમને જબરદસ્તીથી વિખેરી નાંખવામાં આવશે. એવું કહેવામાં આવે છે કે અમૃતસરના થોડા ભાગમાં ઢંઢેરો કાઢવામાં આવ્યો હતો. લોકો કહે છે, ત્યાં રહેનારાઓએ મને કહ્યું હતું, કે ઢંઢેરો શહેરના સઘળા ભાગમાં પીટવામાં આવ્યો નહોતો પણ તે ચોક્કસ ભાગોમાંજ પીટવામાં આવ્યો હતો અને બીજા ભાગના લોકોએ તે મુદલ સાંભળ્યો નહોતો અથવા તેઓ પોતાના જાનનું જોખમ વહોરતે નહિ.

જનરલે જે બીજી બીના રજુ કરી છે તે પણ એટલીજ અસંતોષકારક છે. તેણે કહ્યું કે "અમૃતસરના કમાન્ડિંગ ઓફિસરને, જો તેની સત્તાનું ઉલ્લંઘન કરવામાં આવે તો તેણે શું કરવું તેનો ૧૩ મી એપ્રિલની બપોરે નિર્ણય કરવો પડયો હતો. તેના અમલ માટે યોગ્ય વ્યવસ્થા કર્યા પછી તેને લાગ્યું કે તેની પાસે માત્ર સારૂં લશ્કર નાનુંજ હતું. પરિસ્થિતિની ગંભીરતા પીછાનતાં, આ નાની ટુકડીનો કમાંડિંગ ઓફિસર (૫૦ રાઇફલો તથા માત્ર કુકરી સાથના ૪૦ માણસો તથા બે લોખંડની ગાડીઓ) આ લશ્કરને લઇને સીધો જલીયાનવાળા બાગ તરફ કુચ કરી.

ગયો અને રસ્તા સાંકડા હોવાને લીધે લોખંડની ગાડીઓ રોકવા દીવી બાગમાં પહોંચતાં વિશાળ મંડળી જોઈ કેટલાક હજાર માણસો હતા અને તેમની આગળ ઉંચા પ્લેટફૉર્મ ઉપરથી એક માણસ ભાષણ આપતો હતો. આ ૫૦ રાઇફલો અને ૪૦ કુકરીથી સજ્જ થયેલા માણસોનું લશ્કર જનરલ આપણને માનવાને કહે છે તેવું નજીવું લશ્કર હતું વારુ થોડા હજાર તદ્દન શસ્ત્ર રહિત માણસોની સામે થવાને શું આ યુદ્ધ સામગ્રી સહિતનું લશ્કર પુરતું નહોતું? એક ઉંચા હોદ્દેદાર અમલદારના પ્રમાણથી મને કહેવામાં આવ્યું છે કે તેમાં ૧૭૦૦ સર્વિસ બુલેટ વાપરવામાં આવી હતી જ્યારે કેટલાકો ૨૮૦૦ વાપરવામાં આવ્યાનું જણાવે છે જેમ એક લશ્કર બીજા લશ્કરની સામે થાય છે તેમ શું આ થોડા હજાર માણસો સામા થયા હતા ખરા? શું કોઈ પણ રીતે તે પ્રતિપાદન થઈ શકે ખરૂં? હું નમનાપૂર્વક તેનો ઇન્કાર કરૂં છું જનરલે આગળ જણાવ્યું કે જોખમ ધ્યાનમાં લેતાં આ ગેરકાયદેસર મંડળીને વિખેરી નાખવાની ઓફિસરની સ્પષ્ટ રીતની ફરજ હતી ઠીક, હું કબુલ કરૂં છું કે તેમ હતું ત્યારે તો, લોકોને એવું જાહેર કરવું હતું કે જો તેઓ વિખેરાઈ જશે નહિ તો તેમના ઉપર ગોળીબાર કરવામાં આવશે અને આથી તેમનું કર્તવ્ય બજાવી શકાત તે દિવસે ગયટ એક્ટના સંબંધમાં મેં ઉલ્લેખ કર્યો હતો હું ધારૂં છું કે તે જ્યોર્જ ૧ લાના રાજ્યમાં પસાર થયો હતો. તે કાયદામાં એવું ઠરાવેલું છે કે હુલ્લડખોરોની મંડળીને વિખરાઈ જવાનો ઢંઢેરો વાચી સંભળાવ્યા પછી, તે મંડળી ઉપર ગોળીબાર કરવામાં આવે તે પહેલાં ઢંઢેરો વાચ્યાના વખતથી એક કલાક પસાર થવો જોઈએ આ દયાધીન ઠરાવ હતો જો તમને એમ લાગે કે એક કલાક પણ થોભવું જોઈએ નહિ તો નહિ થોભો. પણ લોકોએ ઢંઢેરો સાંભળ્યો છે અને પરિસ્થિતિ શું છે તે તેઓ સમજ્યા છે તેની અચ્ચિનપણે તમારે ખાતરી કરવી જોઈએ અને તેમને વિખેરાઈ જવાને કહેવામાં આવ્યા પછી તેઓ જ્યાં હતા ત્યાં ઉભા રહે તોજ અને તેમ કરે તો તેમને કેવું જોખમ હતું તે બતાવ્યા પછીજ, ગોળીબાર કરવાનો હતો માત્ર ત્યારેજ તમે તેમના પર ગોળીબાર કરી શકો પણ ત્યાં પણ તેમને મારી નાખવામાં આવે તેવી રીતે તો નહિજ, પણ તેઓ કેવા જોખમમાં છે તેનું તેમને ભાન કરાવવા તથા તે જગા

તેથી તેમને હાંકી કાઢવા પુરતોજ બાર કરવો જોઇએ  આ બાબતમાં કઈ રીતે કરવામા આવ્યુ હતુ વાર? જનરલે જણાવ્યુ કે ' તેના નાના લશ્કરને જે જોખમ રહયુ હતુ તે જોતાં, અને ૧૦ મી એપ્રિલે વ્યવસ્થા સ્થાપવા સારૂ લીધેલા પગલા અપુરતા હતા તે જોતા તેણે ગોળીબારનો હુકમ આપ્યો. લોકો વિખેરાઇ ગયા અને લશ્કર ચાલ્યુ ગયુ "

આ વાકયોમા કેટલુ બધુ દુ ખ છુપાયલુ છે। લોકોના પર ગોળીબાર કરવામા આવ્યો  તેઓ પોતાનો જાન બચાવવા સારૂ જલિયાનવાળા બાગને ખુણે ખુણે દોડવા લાગ્યા  અને તેઓ નાસતા હતા ત્યારે પણ તેમના પર ગોળીઓ છોડવામા આવી હતી  હુ તે જગ્યાએ ગયો છુ અને લોકોએ કહ્યુ કે એક પછી એક એમ મુડદાઓનો ઢગ થઇ ગયો હતો  બચવાને સારૂ લોકો ભિંત ઉપર ચઢી જતા હતા  મને કહેવામા આવ્યુ છે કે જલિયાનવાળા બાગમા એક કરતા વધુ જગ્યાએ મુ ફાની ભીંત કરવામા આવી હતી  મે પાંચ ફુટ જેટલી સાંકડી ગલી જોઇ છે તેમાથી લોકો જાન બચાવવા દોડી જતા હતા અને ત્યાં તેમના પર ગોળીઓ છોડવામા આવી હતી  ત્યાં એક ખાડો હતો તે લોહીથી ભરેલો હતો  સભા વિખેરી નાખવાને જાન બચાવવા દોડી જતા હતા ત્યારે ગોળીબાર ચાલુ રાખવો શુ જરૂરનો હતો? લશ્કરી સત્તાવાળાઓને તેની બરાબર ખબર હતી અને ઘણુ ખરૂ જનરલ હડસન પણ તે જાણતો હતો  સખ્યાબધ માણસો ગોળીથી બચવા સારૂ ચત્તાપાટ સુઇ ગયા હતા  એ માણસોમાના એક જણે મને કહયુ કે તે જ્યારે એમ ચત્તાપાટ પડેલો હતો ત્યારે બે ગોળીઓ તેના ઉપરથી ચાલી ગઇ હતી અને ત્રીજી તેને પગમા વાગી હતી અને જીદગી પર્યંત તેને લગડો કરી નાખ્યો હતો  જ્યારે જનરલ હડસન સરકાર તરફથી બોલ્યા ત્યારે શુ આ હકીકતો ખુ ની કરવી જોઇતી નહોતી અને કાંઇ ખુલાસો આપવો જોઇતો નહોતો? જલિયાનવાલા બાગમા સભા વિખેરી નાખવાના નામે સૌથી અન્યાયી કતલ ચલાવવામા આવી હતી  જનરલ હડસન આ સભાને યુક્તિસરનો બળવો કહેતા હતા  એ વિષે શુ કહેવુ તે મને સમજાતુ નથી  રાજા સામે બળવો ઉઠાવવાનો જે મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો તેવાઓ વિષે આવા કોઇ પણ શબ્દો સાંભળતા દીલગીરી થાય છે  મે કાઉન્સિલને જણાવ્યુ છે કે ત્યા એક માણસ

૭ મહિનાના છોકરાં સહિત હતો. ત્યાં કેટલાએક ૧૨ થી ૧૮ વરસના છોકરાઓ હતા. કેટલાક જુવાન માણસોને ઇજા થયેલી મેં જોઇ છે મેં તેમની સાથે વાત કરી છે. હુલ્લડના હેતુથી તેઓ સભામાં ગયા હતા નહિ. જો તેમને એવો કોઈ પણ ઇરાદો હોત તો તેઓ શસ્ત્ર લઇને કાંઇ નહિ તો લાઠીઓ લઇને ગયા હોત. તેઓ તદ્દન શસ્ત્ર વગર નિર્દોષ અને નિરાધાર હતા અને તેમના ઉપર ગોળીબાર કરવામાં આવ્યો હતો. એ આખા વિષયને કોઇ પણ લક્ષણ આપવાનો હું પ્રયત્ન કરીશ નહિ. મારી લાગણી એટલી બધી ઉંડી છે કે જેથી હું તેમ કરવા અશક્ત છું.

હવે લોકોને હાથપર તથા ઘુંટણીએ ચલાવવામાં આવ્યા હતા તે બનાવ વિષે બોલીશ જ્યારે આ કામ કરવાનું કેટલાક માણસોએ ઐચ્છિક પણે માથે લીધું હતું એમ કહેવામાં આવ્યું ત્યારે કાઉન્સિલના કેટલાક ભાગમાં કાંઈ હસાહસ ચાલી હતી તે જોઇ મને આઘાત થયો હતો. કાઉન્સિલનો કોઇ પણ સભાસદ આ ઓરડામાં તેમ કરવાને ઐચ્છિકપણે પસંદ કરશે કે કેમ તે મારી જાણવાની ઇચ્છા છે. હું એ વિષે કાંઇ પણ વધુ બોલીશ નહિ.

પણ અમૃતસરની બાબત હું પુરી કરૂં તે પહેલાં વીજળીના દીવા તથા પાણી બંધ કરવાના સંબંધમાં બે શબ્દ બોલીશ. એક ખુલાસા તરીકે એમ કહેવામાં આવ્યું હતું કે લોકો વૉટર પંપના સ્ટેશનપર હુમલો કરવાના હતા એવો ભય હતો અને તે હું વ્યાજબી ખુલાસા તરીકે સ્વીકારી શકતો નથી. પણ કાંઇ પણ હુમલો ખરેખર કરવામાં આવ્યો હતો એવું કાંઈ કહેવામાં આવ્યું નહોતું. એવું કહેવામાં આવ્યું હતું કે પાણીમાં ઝેર ભેળવામાં આવ્યું હતું એવી શહેરમાં અફવા ચાલી હતી. અને તેથી પાણી બંધ કરવું ડહાપણ ભરેલું ધારવામાં આવ્યું હતું. પણ પાણી સિવિલ સ્ટેશનમાં બંધ કરવામાં આવ્યુ નહોતું. અને જો એવી અફવા ચલાવવામાં આવી હતી, તો શું તેને પોતાની મેળે બંધ પડી જવા દેવી જોઇતી નહોતી? શહેરના લોકો જો એવું કાંઇ સાંભળે તો તેને વજન નહિ આપવાનું તેમનાથી શું ન બની શકત? અફવાને દાબી દઇને લોકોને તરસ છીપાવવા પાણી આપીને સુખી રહેવું એ શું સૌથી સરસ રસ્તો નહોતો? હું કહું છું કે લોકોને

ા ક્રૂર અન્યાયનો આ સૌથી નિર્બળ ખુલાસો છે. પછી વીજળીના
ા સંબંધી શું? શું તેમાં પણ કાંઇ ઝેર મેળવવામાં આવ્યું હતું?
શા માટે બંધ કરવામાં આવ્યા હતા? મેં કાઉન્સિલમાં અગાઉ કદી
ાની નિર્જીવ દલીલ સાંભળી નથી.

હવે ગુજરાનવાળાના બનાવો સંબંધી બોલીશ. જનરલ હડસન
ને મને કાંઇ પણ અંગત ફરિયાદ નથી એ તો મેં સ્પષ્ટ કર્યું છે
ેમ મારું ધારવું છે. હું માની લઉં છું કે હેવાલ પુરો પાડવાને
જેખમદાર માણસોએ તેમના હાથમાં જે હેવાલ રજુ કર્યો છે તેજ તેમણે
આગળ ધર્યો છે. પણ મારે જણાવવું જોઇએ કે ગુજરાનવાળામાં
વિમાનોનો ઉપયોગ કરવાનું કાંઇજ કારણ નહોતું. તે વખતે સિવિલ
અને મિલિટરી ગેઝેટમાં જણાવવામાં આવ્યું હતું કે લોકોનાં ટોળાં
હટી જતાં હતા. એટલે કે જ્યારે લાહોરથી વિમાનો આવ્યા ત્યારે
વિખેરાઇ જતા હતા. હવે જો લોકો વિમાનો આવ્યા તે પહેલા વિખે-
રાઇ જતા હતા ત્યારે તેનો ઉપયોગ કરવાની શું જરૂર હતી? બોમ્બ
ગોળા અને યાંત્રિક તોપો વડે આટલી બધી ખુવારી કરવાની શું જરૂર
હતી? રેલ્વે ગુડસ શેડ જેને આગ લગાડવામાં આવી હતી ત્યાંથી ઠેકાણે
ઠેકાણે એક માઇલ, દોઢ માઇલ બોમ્બ ગોળા શું કામ ફેંકવામાં આવ્યા
હતા? ગોર્ઝક, બાગ્લાવાનપુર અને ધુલાના ગામોમાં વિમાનોમાંથી બોમ્બ
ફેંકવાની શું જરૂર હતી? જનરલ હડસને ગુજરાનવાળાનું જે ચિત્ર
આપ્યું છે તે ઉપરથી તો ત્યાં લડાઈ હોય એવું જણાય. વિમાનોમાંથી
તાકવાની મુસ્કેલીઓ જણાવીને તે કાંઇક ખુલાસા તરીકે રજુ કરવામાં
આવી હતી. શું ગુજરાનવાળામાં વિમાનોની વિરુદ્ધના કાંઇ યંત્રો હતા
કે જેથી તેમને બહુ ઉંચે ઉડવું પડતું અને નિશાન ચુકવી પડતી? મને
લોકો તરફથી કહેવામાં આવ્યું છે કે લગભગ ૧૦૦ ફુટની ઉંચાઇએથી
બોમ્બ ફેંકવામાં આવ્યા હતા. ૫૦, ૬૦ કે ૧૦૦ માઇલની ઉંચાઇએથી
બોંબ નાંખવામાં આવે તો તે જે જગ્યાએ તાકેલી ચીજ હોય તેનાથી
એક માઇલ અડધો માઇલ શું છેટે પડે? આ ધરજક ગામ કે જેની
મેં મુલાકાત લીધી હતી તે લોકો એકઠા થયા તે જગ્યાએથી લગભગ
માઇલ કે અડધો માઇલ દૂર હશે. મને કહેવામાં આવ્યું કે જે ખેતરમાં
બોમ્બ ફેંકવામાં આવ્યા હતા ત્યાં કેટલાક નાના છોકરાંઓ રમતા હતાં.

માત્ર સારા નસીબથીજ તેઓને કાંઈ ઇજા થઇ નહોતી ગુજરાનવાળા ખાલસા બોરડિંગ હાઉસ મેં જોયું છે. તે તળ શહેરથી આસરે એ માઇલ દૂર છે. એ સંસ્થામાં જે જગ્યાએ બોમ્બ પડયો હતો તે જોયો છે. બોર્ડિંગ હાઉસના ૧૬૦ વિદ્યાર્થીઓ તેજ વખતે વિમા જોવાને બહાર ગયા હતા એટલું સારૂં ભાગ્ય હતું નહિ તો કેટલાકોન મરણ નીપજ્યાં હોત. તે બોમ્બોથી ભીંતોને થયલું નુકસાન મેં જોયું છે. ધુલામાં એક સ્ત્રી તથા છોકરૂં માર્યાં ગયાં હતાં. ગુજરાનવાલામ વ્યવસ્થા જાળવવા અથવા સ્થાપવા માટે, હું પ્રશ્ન કરૂં છું કે શું આ સત્ર જરૂરનું હતું? હું નમ્રતાપૂર્વક ઇન્કાર કરૂં છું. જનરલ હડસને સિપાઇના સંબંધમાં જે કરૂણરસિક રીતે દલીલ રજુ કરી હતી તેના વિષે હું હવે પછી બોલીશ. જનરલ હડસનને છે તેના કરતાં, એક લશ્કરી સિપાઇની જીંદગી માટે મને કાંઈ ઓછું માન નથી પણ વસ્તુ સ્થિતિને ખરા પ્રમાણમાં નિહાળવી જોઇએ. લશ્કરી સિપાઇઓ તથા શહેરના લોકોની અવ્યવસ્થાના વખતે શું ફરજો તથા જવાબદારીઓ છે તે આપણે સ્પષ્ટ રીતે જોવાની છે.

હવે હું ઓન૦ લૉ મેમ્બરના ભાષણના સંબંધમાં બોલીશ. તેમણે ખરડાની વિરૂદ્ધતાને,ઉપહાસપાત્ર કરી નાંખી હતી તેણે ઓ૦ રાજા સર રામપાલસિંહની પણ હાંસિ કરી હતી અને જણાવ્યું હતું કે તે દિવસે કાઉન્સિલમાં આપેલું ,ભાષણ તેમણે લખેલું નહોતું પણ કોઇ બીજા પાસે લખાવેલું હતું. આ કથન અસત્ય હતું અને તે રાજા સર રામપાલસિંહનું નિષ્કારણ અપમાન હતું. રાજા સર રામપાલસિંહ પોતાનો ભાષણો લખવા સમર્થ છે અને પોતાના ભાષણો જાતેજ લખે છે તે હું જાણું છે અને એ તોહમતનો જવાબ આપવા સારૂ અહીં આવી પહોંચવા મેં તેમને તાર કર્યો. પણ તે નામદારને તાર જરા મોડો પહોંચ્યો અને તેથી મને તેમણે તારથી જણાવ્યું છે કે "તાર મોડો મળ્યો. વખતસર આવી પહોંચારો નહિ. લાઉન્ડસનો આક્ષેપ ગેરવ્યાજબી અને આધાર વગરનો છે. ભાષણ મેં લખેલું છે, વિચારો મારા પોતાનાજ છે, સરકાર ખોટી છે."

હવે, મારા માન્યવર, જે બીજા શખસ ઉપર હુમલો કરવામાં આવ્યો હતો તે મી૦ સિંહા હતા.; જો તેણે ઓ૦ લૉ મેમ્બરની પસંદગી

ગુજનનું ભાષણ કર્યું હોત તો, મીસિસ બેઝન્ટ, મી૦ હોર્નિમેન, મી૦ શાસ્ત્રી તથા મી૦ ગાંધીના વચનો જેમ ટાંકવામાં આવ્યા છે તેમ તેના વચનો પણ ટંકાવવાનું તેને માન મળત. પણ કમનસીબે તેણે એવા અભિપ્રાયો દર્શાવ્યા જે ઓ૦ લૉ મેમ્બરને સ્વીકાર્ય નહોતા. અને મી૦ સિંહાપર પણ અન્યાયભરેલી ટીકાઓ કરવામાં આવી.

મારા મિત્ર મી૦ ચંદાનુ પણ એજ પ્રમાણે થયું. હું મારા પોતા વિષે બોલીશ નહિ કારણ કે સરકાર તરફના કેટલાક સભાસદોની ટીકાઓ તરફ હું શાંતપણે અને વિચારપૂર્વક જોઉં છું. ખરેખરું કહેવું એ એક ઘણી દુઃખદાયક ફરજ છે અને કેટલેક પ્રસંગોએ ખરેખરું સાંભળવું એ તેથી પણ વધારે દુઃખદાયક થઇ પડે છે. પણ હું મારા દૃષ્ટિબિન્દુ પ્રમાણે સત્યને આગળ ધરવાની કોશેશ કરૂં છું. હું તેમ કરવામાં કેટલીક વખત હું ભૂલ કરૂં છું. કદાચ હું બીજાઓ કરતાં વધારે ભૂલ કરૂં છું. જો તેમ હોય તો, હું તે માટે દિલગીર છું પણ જે મને ખરૂં લાગે છે તે હું અંતઃકરણપૂર્વક રજુ કરૂં છું અને સરકાર પક્ષની ગેરવ્યાજબી ટીકાઓ તથા તેમની નાખુશી છતાં હું તેમ કરવું ચાલુ રાખીશ. વિદ્વાન લૉ મેમ્બરે દૂરની જગ્યાએથી આવનારાઓનો ઉલ્લેખ કર્યો હતો. "એક જણ આઉધના કિલ્લા અથવા મહેલમાંથી" આવેલ છે એમ તેણે જણાવ્યું હતું તેણે વાપરેલા ચોક્કસ શબ્દો મને યાદ નથી.

ઓ૦ મી૦ સિંહા—આઉધના કિલ્લામાંથી.

ઓ૦ પંડિત માલવિયા—હા, ખરેખર, એક આઉધના કિલ્લામાંથી, બીજો આસામમાંથી, ત્રીજો બિહારમાંથી અને ચોથો અલ્લાહાબાદમાંથી આવતો હતો. અને તેણે જણાવ્યું કે પંજાબમાંથી આવનાર કોઇ પણ સભાસદે એ ખરડો પસાર કરવાની ના પાડી નથી. મારા માન્યવર, પંજાબના લોકોને પોતાનો પ્રતિનિધિ ચુંટવાની તક ન આપવામાં તમે અન્યાય કરો છો. તમે તમને રૂચે તેને નીમો છો અને પછી તમે તેમની તરફ ફરીને કહો છો કે પંજાબમાંથી અહીં જે સભાસદો છે તે એમ કહેતા નથી કે ખરડો પસાર કરવો નહિ. હું પંજાબના સભાસદોની કાંઇ પણ અવગ્ના કરવા ઇચ્છતો નથી પણ તમે પોતે આ કાઉન્સિલમાં પ્રજાનો પોકાર આવતો બંધ કરો અને તેથી તમારે ફરીને એ બીનાનો ઉપયોગ

તમારાં પગલાંના ટેકા વાસ્તે કરવો એ શું ઘટારત છે? શું એ વ્યાજબી છે? હું તેનો ઇન્કાર કરૂં છું. હું જાણું છું કદાચ એક સભાસદ ચુંટાયેલો છે. પણ તમે પંજાબને કેટલા સભાસદો ચુંટવાનો હક આપ્યો છે વારૂ? લોકોને જેમનામાં વિશ્વાસ હોય તેમને પ્રતિનિધિ તરીકે ચુંટવા દો અને તમે, જેમ બીજા પ્રાંતોમાંથી ખુલ્લી રીતે દર્શાવાતા મત સાંભળો છો તેમ તેમના પણ સાંભળશો. મારા માન્યવર, ઓ૦ લૉ મેમ્બરે મીસિસ એઝન્ટ તથા મી૦ હૉનિમૅનના અભિપ્રાયો ટાંકયા હતા. અને તેણે, તેમના નામ આગળ "મીસ્ટર" મૂકવાની પણ સભ્યતા વાપરી હતી નહિ. અને તેણે અથવા તો મી૦ હેલીએ મી૦ શાસ્ત્રીના વચનો ટાંકયા હતા. જ્યારે પંજાબના શોકજનક બનાવો ઘણાજ તાજા હતા અને ખરેખરી હકીકતો શું હતી તેની તપાસ કરવામાં પણ હજુ આવી નહોતી, જ્યારે હિન્દુસ્તાન સરકારના ટેકા વડે પંજાબની સરકાર ત્યાંની પરિસ્થિતિની ખરેખરી હકીકતો ખુલ્લી પડવા દેતી નહોતી, જ્યારે બનેલા બનાવોથી લોકો હેરત પામી ગયા હતા અને ખરી હકીકતોની તપાસ કરવાનો વખત કે તક નહોતી તેવે વખતે મી૦ હૉનિમૅને પોતાના પત્રમાં દર્શાવેલા મતપર કાઉન્સિલ સમક્ષના ખરડાના ટેકામાં ઓ૦ લૉ મેમ્બરે આધાર રાખવો પડે તે માટે હું દિલગીર છું. હમણા જણાઈ છે તેમ જો બધી હકીકતો વિદિત હોત તો મારી ખાતરી છે કે મીસિસ એઝન્ટ, મી૦ હૉનિમૅન કે મી૦ શાસ્ત્રી કોઇ પણ તેમણે દર્શાવેલા મતને વળગી રહેશે નહિ અને તેઓ હવે દર્શાવે તે અભિપ્રાયોમાં પ્રસિદ્ધ થયેલી હકીકતો જોતાં ઘણો ફેરફાર થશે.

પછી મારા મિત્ર લૉ મેમ્બર જરા આગળ ગયા અને અમારા વિષે સ્વનિયોજિત કમિશનરો તરીકે તિરસ્કારપૂર્વક બોલ્યા હતા. દિલ્હી ખાતેની છેલ્લી કોન્ગ્રેસમાં હિન્દના સઘળા ભાગોમાંથી મળીને લગભગ ૫૪૦૦ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. એક ઠરાવેલી રીત પ્રમાણે તે નિયમસર દર વર્ષે પોતાના કારોબારી તરીકે સમસ્ત હિન્દની કોન્ગ્રેસ કમિટી નીમે છે. આ સમસ્ત હિન્દની કોન્ગ્રેસ કમિટીમાં પ્રજાના બધા ભાગ હોય છે. પંજાબના હાલના બનાવો જોતાં આ કમિટીએ મળીને પરિસ્થિતિપર વિચાર ચલાવ્યો હતો અને એક પેટા-કમિટીની નિમણુક કરી. એ કમિટીનો હું હોદ્દાની રૂયે પ્રમુખ છું. અને મારા માનવંત મિત્ર

પડિન મોતિલાલ નેહરૂ તથા કોન્ગ્રેસના બીજા જાણીતા શખસો સભાસદ
છે જે તપાસ ચલાવવાનું સરકારે જણાવ્યું તેમા મદદ કરવાની ગોઠવણ
કરવાનો આ કમિટીનો હેતુ હતો હવે આ પ્રમાણે કામ સોપાયાથી અમે
થોડો વખત પજાબમા ગાળ્યો હતો અને અમારી નિમણુક અમે જાતે
કરી નથી પણ એક માનપ્રદ સસ્થા કે જેના તરફથી અખત્યાર લેવો એ
એક માન છે તેણે અમારી નિમણુક કરી હતી અમે હકીકતોની તપાસ
કરી, જે જગ્યાએ આ શોકજનક બનાવો બન્યા તેની અમે મુલાકાત
્પી નરો તથા દેવળોને આગલાગેલી હતી એ ચિહનો જોઈ અમને
ણી દિલગીરી થઇ જલિયાનવાલા બાગમા જે ખુવારી થઈ હતી તેના
રહેનોથી પણ અમને ઘણી દિલગીરી તથા દુ ખ થયા અને બીજા
ે મરણો થયા હતાં તેના દુ ખદાયક હેવાલો અમે સાભળ્યા અમે
જ્યાએ જઇને તપાસ કરી ત્યા સુધી અમારો અગત અભિપ્રાયો કાઇજ
ર્શો યો નહોતો પછી બીજુ શુ પગલુ મે આગળ લીધુ? મારી તથા
મારા સહકારીઓની તપાસના પરિણામો સપ્બાબધ પ્રશ્નોના રૂપમા મે
સરકારને મોકલ્યા અને અમે કરેલા જુદા જુદા આક્ષેપોના સબધમા
અમને માહિતી આપવાને જણાવ્યુ

આથી અમે સરકારી હકીકતો જાણવા સારૂ અને તેઓ ન જાણતા
હોય તો તેની તપાસ કરવા સારૂ ઉત્તમ સ્થિતિમા મૂકી હતી અને હવે
આપણી સમક્ષનો ખરડો સરકાર પસાર કરે છે ત્યારે, તે પસાર કરવામા
આવે તે પહેલા, નીમાઇ ચૂકેલી કમિટીએ આ આક્ષેપોના સબધમા
તપાસ ચલાવવી જોઇએ એ મુદ્દાસર હુ ખરડાની વિરૂદ્ધ પડવુ મારૂ કર્તવ્ય
સમજુ છુ સરકારી રીપોર્ટ'ોના રીપોર્ટ' ઉપરથી જણાશે કે મે એક
કરતા વધુ વખત સ્પષ્ટપણે જણાવ્યુ છે કે હકીકતોની તપાસ કરવી
જોઇએ તમે તપાસ માટે જે કમિટી નીમી છે તેને તેની તપાસ કરવા
દો અને હકીકતો શુ છે તે આપણે જાણીશુ ત્યારે, સરકાર તથા કાઉ
ન્સિલ સાથે બેસી કયા કૃત્યો આ કાઉન્સિલે વ્યાજબી ઠરાવવા જોઇએ
મ્યા કામો કેટલાક લોકોને પોતની ફરજ બજાવતા કમનસીબે કરવા
પડયા હતા, અને કયા કૃત્યોના સબધમા તેમને દોષમુક્ત ઠરાવવા જોઇએ,
એ સઘળી બાબતોનો વિચાર કરવાનો છે આ કારણસર હુ ખરડાની
વિરૂદ્ધ પડુ છુ આ છ અઠવાડિયા દરમિયાન હુ પજાબના સપ્બાબધ

માણસોને મળ્યો હતો. તેમાંના કેટલાકની આપણી માફક સ્વતંત્રતા છીનવી લેવામાં આવી છે. મેં એ એક જાતના માણસો સાથે પુછપરછ કરી છે. હું એવા સંખ્યાબંધ માણસોને મળ્યો છું અને તેમની પાસેથી ખરેખરી હકીકતો મેળવી છે. કેટલાકોને મોતની સજા કરવામાં આવી હતી અને તેમનું શું થશે તેની ચિન્તામાં દિવસો ગાળતા હતા. એવા શખસોને મ્હોડેથી પણ મેં કેટલીક હકીકતો મેળવી છે. મેં હકીકતો બેફિકરાઈથી રજુ કરી નથી; એ હકીકતો સરકારના ધ્યાનપર લાવવી એ હું મારી ફરજ સમજું છું. કોન્ગ્રેસ કમિટી તરફથી મને કાંઇ પણ અખત્યાર મળ્યો નહોત તોપણ, મારા દેશબંધુઓને થયેલા અન્યાયની તપાસ કરવા અને તે અન્યાયને પ્રકાશમાં લાવવા એક સ્વનિયોજિત કમિશનર તરીકે પંજાબમાં જવા માટે મને મગરૂબી થઇ હોત અને ઇશ્વરનો આભાર માન્યો હોત. મારે મારા દેશબંધુઓ તરફ ફરજ બજાવવાની છે. જ્યારે બેલ્જીયમમાં અત્યાચાર થયો ત્યારે લોર્ડ બ્રાઇસ જે કમિશનના પ્રમુખ હતા તે કમિશન કોણે નીમ્યું હતું? તે કમિશન બેલ્જીયમની સરકારે નીમ્યું હતું વારૂ? નહિ. મને યાદ છે ત્યાં સુધી તો તે વખતના ઇંગ્લાંડના વડા પ્રધાને લોર્ડ બ્રાઇસ તથા બીજાઓને બેલ્જીયમ જઇને ત્યાં જે અન્યાય થયેલો કહેવામાં આવ્યો હતો તે ઉપર રીપોર્ટ કરવાને કહ્યું હતું. જે પગલાં પોતાના કર્તવ્ય તથા માનને ખાતર લેવાને હિન્દુસ્તાન સરકાર બંધાયલી હતી તે જો તે ન લેય તો, જે પગલાં લેવાને પંજાબની સરકાર નામદાર શહેનશાહ તથા પ્રજા પ્રત્યેના માન તથા કર્તવ્યની ખાતર લેવાને બંધાયલી છે તે ન લે તો, હકીકતો નક્કી કરવા તથા યોગ્ય પગલાં લેવાની તજવીજ ન કરવામાં આવે તો, પંજાબમાં જઇ મનુષ્ય જાતના હિત અર્થે જે વખત તથા લાગણીનો ભોગ આપવાની પરિસ્થિતિને લઇને આવશ્યકતા હતી તે ભોગ આપીને પંજાબ જવામાં મેં તથા મારા મિત્ર પંડિત મોતિલાલ નેહરૂ તથા બીજા સહકારીઓએ પાપ કર્યું નહોતું. હવે હું મારા સઘળા મિત્રોને, સઘળા અધિકારી તથા બિન અધિકારી મિત્રોને સમસ્ત પ્રશ્નનો વ્યાજબી રીતે વિચાર કરવા વિનંતિ કરૂં છું. ભારણેથી બધી ચીજો જેમ તેમ સમજાશે કદાચ નહિ. ખરી હકીકતો શોધી કાઢવાને આપણે બેસવું જોઇએ. આ દુઃખદ બનાવોના સંબંધમાં મેં કેટલાક બસકાયદ ભાષણો સાંભળ્યાં છે, જેમન

દ્રષ્ટિબિન્દુ વક્તાની સાથે મળતા હતા તેમણે એ ભાષણો માટે તાળીઓના પોકાર કર્યા હતા. મારા માન્યવર, બેલ્જીયનના અત્યાચાર વિષે એક લેખકે ટાંકેલી મિલ્ટનમાંની કેટલીક કડીઓ મને યાદ આવે છે તેમાં તે કુદરત વિષે બોલતાં એક ભયાનક દૃશ્ય ચિતરે છે:—માત્ર સુંદર શબ્દોથીજ અનિશ સહ સ્નેહ કરી અને પોતાના પાપમય અંગને પવિત્ર બરફથી આચ્છાદિત કરી પાપથી કલંકિત થયેલી પોતાની અપકીર્તી પર જાણે નિર્દોષ કૌમાર્ય સૂચક શ્વેત વસ્ત્ર ન ઓઢ્યું હોય! પોતાનાં દોષોની સમીપ ફળેલી જોઈ ગભરાઈને કુદરતે પોતાના પાપમય અંગને પવિત્ર હિમથી આચ્છાદિત કરીને જાણે કલંકિત થયલાં પોતાના નગ્ન સ્વરૂપ પર નિર્દોષ કૌમાર્યસૂચક દૈવીવસ્ત્ર ન ઓઢ્યું હોય એમ જણાય છે।

મારા માન્યવર. જે કાળાં કૃત્યો કરવામાં આવ્યાં છે તે છૂપાવવા સારૂ ભાષણો બસ નથી. મને ભય છે કે જે ભયંકર અત્યાચારો કરવામાં આવ્યા છે તે વિષેનો અધિકારી પક્ષમાંના કેટલાકોને હજુ પણ ખ્યાલ આવ્યો નથી. માત્ર ભાષણોથીજ તેનો નિકાલ નહિ કરવા પણ હકીકતનું બારીક અવલોકન કરવા અને જો સત્ય લોકો કહે છે ત્યાં હોય તો તે સત્યનો સ્વીકાર કરવા હું તેમને વિનંતિ કરૂં છું. જયોર્જ હર્બર્ટ તમારો સૌથી પવિત્ર ધર્મગુરૂ છે. તેને પ્રભુની સમીપમાં પહોચવા સ્નેહના વિરહથી બળતો વર્ણવામાં આવ્યો છે. તેણે આ ભાવના ઘણી ઉત્તમ રીતે બતાવી છે અને હું તે મારા મિત્રો આગળ કહી સંભળાવીશ તે એક મર્મ વચન તરીકે હું કહીશ. સમય એટલો બધો ગંભીર છે કે તેમ હું કહી શકું એમ નથી, પણ હું તે અસંત નમ્રતા અને સત્યનિષ્ઠાથી કહું છું. સઘળી ઝીણી લાગણીઓ અને ઇર્ષ્યાઓ, જાતીય ભાવની બારીક લાગણીઓનો ત્યાગ કરીને આપણે તથા સરકારી અમલદારોએ સત્ય શોધી કાઢવા એકત્ર થવુ જોઇએ. ન્યાય કરવા સારૂ સત્ય પુરવાર કરો. જયોર્જ હર્બર્ટ કહે છે કે જો સત્ય તારા મિત્ર તરફ હોય તો બેઉની તરફેણ લે જે, વિજયમાં ભાગ લે જે અને સત્ય કબૂલ કરજે." જો સત્ય, વિરૂદ્ધ પક્ષના મારા મિત્રો તરફ હોય તો મારા માન્યવર, હું ગંભીરપણે અને વિચાર પૂર્વક કહું છું કે હું તેમને તાબે થઇશ અને તે પુરવાર કરવા માટે હું તેમનો આભારી થઇશ પણ જો સત્ય બીજી બાજુએ હોય તો, ઇશ્વરની ખાતર,

બ્રિટિશ સરકારના ભલા નામની ખાતર, તેનુ શોધન કરીને પુરવાર કરો અને પછી કયા કૃત્યો વ્યાજબી ઠરાવવા અને દોષમાથી મુકત રાખવા તેનો નિર્ણય કરવા કાઉન્સિલ ભરો.

મારા માન્યવર, હવે માત્ર એ પ્રશ્નના એકજ સ્વરૂપ તરફ મારે ધ્યાન ખેચવાનુ છે હુ દિલગીર છુ મારે જે કહેવુ છે તે સઘળુ કહેવાની આ વખતે મારામા શક્તિ નથી પણ હુ તેનો અત લાવી શકતો નથી સરકાર આ ખરડાનો સ્વીકાર કરે તો જે મોટી ભુલ કરશે તે ભુલ કરતા તેમને અટકાવવા સારૂ ખરા ભાવથી એક છેલ્લો પ્રયત્ન કર્યા વગર હુ ભાષણ બધ કરૂ તો આ કાઉન્સિલ તરફ, તથા નામદાર શહેનશાહ કે જેમની તરફ હુ વફાદારીથી બધાયલો છુ તેમની તરફની મારી ફરજ મે અદા કરેલી ગણાશે નહિ એ. સર જ્યોર્જ લાઉન્ડ્સે રજુ કરેલી દલીલોમાની એક એ હતી કે મુક્તિનો ખરડો એક આવશ્યકતા હતી તમો નામદારને પણ શરૂઆતના ભાષણમા એમ કહેવાની સલાહ આપવામા આવી હતી કે તપાસનુ ગમે તે પરિણામ આવે તો પણ, અમે અમારા અમલદારોનુ રક્ષણ કરનારને બધાયલા છીએ ઘણા માનસહિત હુ એ વિચારથી જુદો પડુ છુ તપાસનુ ગમે તે પરિણામ આવે તો પણ મુક્તિનો ખરડો પસાર કરવો જોઇએ એમ કહેવુ એ ખરૂ નથી લૅાર્ડ એલ્ન્બરૅાન કે જેના શબ્દો મે ગઈ કાલે ટાકયા હતા તેમણે અમીર સભામા ૧૮૧૮ ની ચર્ચામા કહયુ હતુ તેમ "જેમણે તે કાર્યો કર્યા તેમને જવાબદારીમાથી મુકત કરતા પહેલા, તે કૃત્યો જરૂરના અને યોગ્ય હોવા વિષે ધારાસભાને ખાતરી આપવી જોઇએ"

હવે, મનુષ્યના હકો ખાસ ચારિત્ર ઉપર અથવા બધારણ ઉપર આધાર રાખતા નથી, એલેક્ઝાડર હમિલ્ટને યોગ્ય રીતે કહયુ હતુ તેમ "મનુષ્યના પવિત્ર હકોના સશોધન માટે જીર્ણ પુસ્તકો કે લેખોનુ અવલોકન કરવાની કશી જરૂરજ નથી કારણ કે માનવ સ્વભાવમા પ્રભુના સ્વહસ્તથીજ સૂર્યના કિરણોની માફક જવલત રેખાઓથી તે લખાયલા છે અને કોઇપણ મનુષ્ય સત્તાથી તે ભુસી શકાય એમ નથી."

આ હકોમા જાનમાલના રક્ષણનો હક છે દરેકેદરેક શખસ પછી તે અમે તેવો હલકો હોય તો પણ પોતાની સરકારના હકનો દાવો કરી

શકે. નામદાર શહેનશાહની સરકારે પણ પોતાની પ્રજામાં દરેક શખસને આ હકનું વચન આપ્યું છે. જો કોઇ માણસને ઇજા થઈ હોય, જો તેનો જાન લેવામાં આવ્યો હોય અથવા કોઇ અંગનો નાશ કરવામાં આવ્યો હોય અથવા તો તેની સ્વતંત્રતા અથવા માન ખુંચવી લેવામાં આવ્યા હોય તો તેને અથવા તેના સગાંવહાલાંને તેને થયલા અન્યાયની દાદ માંગવાનો હક છે. જો તમે એમ ઇચ્છતા હો કે જે શખસને જાન, અંગ, સ્વતંત્રતા અથવા માન ને હાનિ પહોંચી હોય તેને કાંઈ પણ દાદ મેળવી શકવા દેવો નહિ તો તેને સમજી શકાય અથવા તેની તે કદર કરી શકે એવા કોઈ ધોરણે તમારે તેનો ઠરાવ કરવો જોઇએ. પાર્લામેન્ટ ચોક્કસ કૃત્યોની માફી આપી શકે. સમાજ અથવા જાહેર પ્રજા કે જેના પ્રતિનિધિ તરીકે પાર્લામેન્ટ અથવા કાઉન્સિલ છે તે, બનેલા બનાવોની તથા જે સંજોગોમાં તે બન્યા તેની ખબર લઇ શકે અને એમ પણ જણાવી શકે કે જો કે કેટલાંક ખોટા કામો કરવામાં આવ્યાં હતાં તોપણ પરિસ્થિતિ જોતાં, તથા વિશેષ માણસોનું અસંત હિત વિચારતાં, આ શોકજનક કૃત્યોની માફી આપવી જોઇએ. વ્યક્તિ એ નિર્ણય કબૂલ રાખે છે. તેના પર જુલમ કરનાર અથવા હુમલો કરનાર અથવા તેને ઇજા કરનાર સામે ફરિઆદ માંડવાનો તેનો હક જતો કરે છે. એ બાબતમાં જે શખસને અસંત હિત હોય છે તેની ગર્ભિત સંમતિથી કરવામાં આવે છે. આ બાબતમાં તો તમે એક એવા ખરડા માટે સંમતિ આપવા કહો છો કે જેનો હેતુ, તપાસની જરૂર છે એવા કૃત્યો વ્યાજબી ઠરાવવાનો, તથા જે કૃત્યોના કાયદેસરપણા, યોગ્યતા તથા ન્યાયભાવ વિષે હજુ વિચાર ચાલે છે તથા હજુ તપાસ થવાની છે તે કૃત્યોની જવાબદારીમાંથી સરકારી અમલદારોને મુક્ત કરવાનો છે. હું નિવેદન કરૂં છું કે તમે જે પદ્ધતિ અનુસાર ચાલો છો તે તદ્દન ખોટી છે. હું કહી ચૂક્યો છું તેમ એક મુક્તિના ખરડાનો મુખ્ય આધાર, લશ્કરી કાયદો દાખલ કરવો જરૂરનો અને પ્રજાના હિત માટે હતો કે કેમ તે ઉપર રહેલો છે. તમે તે આધાર લઈ લીધો છે અને છતાં તમારે એ ખરડો પસાર કરવો છે. એમ કરવું વ્યાજબી નથી. ડાઇસીના રાજ્ય બંધારણના કાયદામાં ૫૪૨ મા પાને ટાંકેલો સર જેમ્સ મેકિન્ટોશનો મત કાઉન્સિલ સમક્ષ હું કહી સંભળાવીશ.

ઇંગ્લાંડના કાયદામાં જે સિદ્ધાંત પર લશ્કરી કાયદો ચલાવવા દેવામાં આવે છે તે માત્ર અગત્યતાનો સિદ્ધાંત છે. તે ચાલુ રાખવા માટે પણ જરૂર હોવાના તેટલાજ પ્રતિપાદનની આવશ્યકતા છે. અને એક મિનિટ પણ તેની જરૂર જણાઈ નહિ, કારણ કે તેનો આધારજ જરૂર હોવા પર રહેલો છે, તો તે ગેરકાયદેસર જુલમ વાપરેલો ગણાય છે. જ્યારે કોઇ પરદેશી હુમલો આવે અથવા દેશમાં લડાઈ જાગે ત્યારે અદાલતો ભરવાનું અને તેમના હુકમોનો અમલ કરવાનું અશક્ય થઈ પડે અને ત્યારે, તેને બદલે કાંઇ અપક્વ તત્વ દાખલ કરવાનું અને તે માટે લશ્કરી બળ કે જે સમાજમાં એકલુંજ બાકી રહ્યું હોય છે તેને કામે લગાડવાનીજરૂર પડે છે. હથિયારોના અવાજથી કાયદાનો અમલ બંધ પડે છે, ત્યારે હથિયાર બળના અમલ કરનારાઓએ તેમની તથા સમાજની સલામતીને ધોકકો પહોંચાડે એવા ગુન્હાઓની તેમના બને તેટલી ન્યાયયુક્ત રીતે શિક્ષા કરવી જોઇએ પણ તે કરતાં આગળ જવું નહિ."

લશ્કરી કાયદો એપ્રિલની ૧૫ મી તથા ૧૬ મી તારીખની વચ્ચે મધ્ય રાત્રિએ દાખલ કરવામાં આવ્યો હતો. આ ખરડાનો હેતુ તે તારીખ પહેલાં કરેલાં કૃત્યોને વ્યાજબી તથા કાયદેસર ઠરાવવાનો હેતુ છે. જે લાંબી મુદત દરમિયાન લશ્કરી કાયદો ચાલુ રાખવામાં આવ્યો હતો તે મુદતમાં કરેલાં કૃત્યો પણ વ્યાજબી અને કાયદેસર ઠરાવવાનો તેનો હેતુ છે. આવો ખરડો પસાર કરવાને આવું પગલું સ્વીકારવાને કાઉન્સિલને કાંઈ પણ વ્યાજબી કારણ નથી.

લૉ મેમ્બરે પોતાના લાંબા અને વિદ્વતાભરેલા ભાષણમાં કેટલાક આજુબાજુના મુદ્દાઓ લીધા હતા. પણ મેં ઉઠાવેલા મુખ્ય મુદ્દાઓ–જે ખરડાના પ્રસ્તાવનામાં સરકારે કરેલા ફેરફારો ઉપરથી ઘણાજ મજબૂત થયા છે તેનો તેમણે ઉત્તર આપ્યો નહિ. વાસ્તે સરકાર આ ખરડો પસાર કરવાને વ્યાજબી નથી એમ હું જણાઉં છું. અહીંઆ મારે જણાવવું જોઇએ કે વિદ્વાન લૉ મેમ્બરે આ કાઉન્સિલને જણાવ્યુ કે મેં ફિટ્ઝ-જેરાલ્ડના જે મુકદમાનો ઉલ્લેખ કર્યો હતો તેમાં તેની શિક્ષા રદ કરવામાં આવી હતી. સને ૧૮૨૦ ની ૨૭ સ્ટેઇટ ટ્રાયલસના ૮૨૦ મા કૉલમમાં ૮૧૯ મા પાને હેઠળનો પેરેગ્રાફ આપેલો છેઃ—

"એક્સચેકર કોર્ટમાં ફિટઝેજેરાલ્ડ તરફથી તેની સામે મેળવેલા ચુકાદા સામે મી૰ રાઇટે એક અરજી કરી હતી જે ખર્ચ સહિત કાઢી નાંખવામાં આવી હતી.

ઑ૰ સર જ્યોર્જ લાઉન્ડસ—હું ખુલાસો આપુ છું. મેં એજ પારેગ્રાફ ટાંક્યો હતો. રદ કરેલી શિક્ષા માટેના મારા કથન માટે તે પ્રત્યક્ષ પ્રમાણ છે. અને તે તેમજ હતું.

ઑ૰ પંડિત માલવિયા—આ રહયું પ્રમાણ.

ઑ૰ સર લાઉન્ડસ—ઑ૰ મેમ્બર અંગ્રેજી તો જાણે છે. જો તે પાછું વાંચશે તો તેને જણાશે કે 'જે' તેની પહેલાના છેલ્લા નામ સાથે જાય છે.

ઑ૰ પંડિત માલવિયા—હું ફરીથી તે વાકય વાચીશ અને મારા મિત્ર કે જે મારા કરતાં અંગ્રેજી વધારે જાણે છે તેને તેનો અર્થ શું થાય છે તે કહેવાને કહીશ.

"એક્સચેકર કોર્ટમાં ફિટઝેજેરાલ્ડ તરફથી, તેની સામે મેળવેલા ચુકાદા સામે મી૰ રાઇટે એક અરજી કરી હતી જે ખર્ચ સહિત કાઢી નાંખવામાં આવી હતી.

હવે મારા માન્યવર, એ બાબત પર હું કાઉન્સિલનો વધારે વખત લઇશ નહિ. ખુલ્લે ખુલ્લો બળવો હતો અને લશ્કરી કાયદો દાખલ કરવાની જરૂર હતી એ મુખ્ય બાબતની ખાતરી થાય તે શિવાય હોમ મેમ્બરની દરખાસ્ત કાઉન્સિલે સ્વીકારવી જોઇએ નહિ એ પુરવાર કરવા સારૂં હું ધારૂં છું કે મેં કહયું તે પુરતું છે. આ પ્રશ્નનો નિર્ણય તપાસની કમિટી કરનાર છે અને વાસ્તે એ ખરેખરો અકાળિક છે. વિદ્વાન લૉ મેમ્બર, લશ્કરી સિપાઇઓ, પોલીસો તથા જે બીજા અમલદારોએ સરકારના હુકમથી કામ કર્યું હોય તેમને અભય વચન આપવાની ફરજ વિષે આવેશથી બોલ્યા હતા. તેઓ એવો આગ્રહ કરતા હતા કે હિન્દુસ્તાન સરકારની ભૂલ માટે તેમણે તો ખચીત ખમવુ જોઇએ હું નિવેદન કરૂં છું કે એ તદ્દન ખોટી દલીલ છે, અને રાજ્ય બંધારણના મુખ્ય નિયમોથી વિરૂદ્ધ છે. ઉપર અમલદારના હુકમથી તાબાના અમલદારે

કરેલા ગેરકાયદેસર કામમાં રક્ષણ માની શકે નહિ અથવા મળવું જોઇએ નહિ એ એક સ્થાપિત નિયમ છે. જો એક તાબાના અમલદારને પોતાના ઉપરી તરફથી કોઈ ગેરકાયદેસર વસ્તુ કરવાનો હુકમ મળે તો તે નહિ પાળવો એ તેની ફરજ છે. રાજા પણ કાંઈ ગેરકાયદેસર કામ કરવાનો હુકમ આપી શકે નહિ. આ મતના ટેકામાં હું ડાઇસીના પુસ્તકમાં ૨૮૩ મા પાના તરફ ધ્યાન ખેંચીશ. તે કહે છે:—

"જો કોઈ માણસને વારંટ વગર, રાજાની આજ્ઞાથી પણ પકડવામાં આવે તો તેની તેને માફી મળશે નહિ પણ ગેરકાયદેસર કેદ માટે તેના પર કામ ચલાવી શકાશે. કાયદાનો એ સ્થાપિત નિયમ ઘણોજ જુનો છે અને એડવર્ડ ચોથાના વખતથી ચાલતો આવ્યો છે. રાજાના વિશેષ અધિકારોને ખાસ રીતે મર્યાદિત કરવાને આ ઠરાવવામાં આવ્યું નથી, પણ રાજાના હુકમોથી કરવામાં આવતા કાર્યોને, એક વ્યક્તિ તરીકેની જોખમદારી જે અપકારક કૃત્યોના સમસ્ત કાયદામાં સમાયલી છે તે લાગુ પાડવા માટે છે."

મારા માન્યવર, ગવર્નર જનરલ નામદાર શહેનશાહના કરતાં કાંઇ વિશેષ હકનો દાવો કરી શકે નહિ. અને રાજાની બાબતમાં પણ કાઉન્સિલને મારે યાદ આપવું જોઇએ કે ચાર્લ્સ પહેલાએ સ્ત્રેફર્ડને, "પાર્લામેન્ટ તારા માથાનો એક પણ વાળ વાંકો કરશે નહિ." એવું જે વચન આપ્યું હતું તે પાર્લામેન્ટના ન્યાયયુક્ત ક્રોધમાંથી તે અધિકારીને બચાવવાને અપુરતું હતું. કાઉન્સિલ પોતાના અમલદારનું રક્ષણ કરવાને બંધાયલી છે એ દલીલને પણ કાંઇ વજન આપી શકાય એમ નથી. કાઉન્સિલે કોઇ પણ માણસને રક્ષણ આપવાને વચન આપ્યું હતું નહિ. જો કારોબારી અમલદારોએ તેવું વચન આપ્યું હોય તો કારોબારીઓના અધિકારોની કેટલી હદ છે તેનો તેમણે વિચાર કરવો જોઇએ. અને આ શોકજનક બનાવોનું એક પરિણામ એ આવશે કે લશ્કરી સિપાઇઓની તથા જાહેર અમલદારોની લોકો પ્રત્યે શું ફરજ છે તે તેઓ શીખ્યા હશે એવી મારી આશા છે. જો કોઈ પણ સરકારી અમલદારો પોતાના અધિકારની હદ ઓળંગી ગયા હોય અથવા દયાભાવ વિના વર્ત્યા હોય તો તે માટે તેમણે ઇન્સાફ માટે ખડા થવું જોઇએ અને એ હમતનો જવાબ આપવો જોઇએ. સિવિલિયનોના જાન માલનું રક્ષણ

, ફ

કરવાને સિપાઇઓને કહેવામાં આવ્યું હતું તે વિષે એ૦ લૉ મેમ્બર તથા હોમ મેમ્બર ખાસ બોલ્યા હતા. તેમણે વધુ જણાવ્યું હતું કે જો તેમને દોષમુક્ત કરવામાં ન આવે તો લશ્કરી સિપાઇઓ ભવિષ્યમાં કામ કરવાની ના પાડશે. મારા માન્યવર, હું નથી ધારતો કે આવું કાંઈ અનિષ્ટ પરિણામ ભવિષ્યમાં આવે. જે કાંઇ પરિણામ આવશે તે બેઉ સિપાઇઓ તથા સિવિલિયનો માટે હિતકારક હશે એવું મારું ધારવું છે. એ દલીલ તદ્દન ખોટી છે. બીજા શહેરીઓની માફક બળનો બળથી અટકાવ કરવાનો તથા જાનમાલના રક્ષણ માટે સઘળાં યોગ્ય પગલાં લેવાનો અધિકાર છે. પણ જો સિપાઇઓ, હથિયાર વગરના તથા સામે નહિ થનાર માણસોને મારી નાંખે અને બૈરાં છોકરાંઓને કદરૂપા કરે, લંગડાં કરે અથવા મારી નાંખે, જો સામે નહિ થનારા માણસોને કાપી નાંખવામાં આવે, પછી લશ્કરથી હોય કે નહિ, તો તે ખુન કહેવાય અને તે માટે પક્ષકારોનો દેશના કાયદાની રૂયે ઇન્સાફ થવો જોઇએ."

હું મારા માનવંત મિત્ર લૉ મેમ્બરને આર. વિરૂદ્ધ બર્ડેટનો ૪ બી. અને અલ્ડા. ૩૨૩ પાને ૩૨૭ મે આપેલો મુકદમો જોવાને કહું છું. સાં જસ્ટીસ બેલીનો ચુકાદો આપેલો છે કે જેમાથી મેં ઉપરના શબ્દો ટાંકયા છે.

પણ એવું કહેવામાં આવે છે કે સિપાઇઓ જો લશ્કરી અમલદારોએ આપેલા હુકમો ન પાળે તો તેમને કોર્ટ-માર્શલમા ઉભા કરવામાં આવે છે. આ બાબતમાં પણ કાયદો સ્પષ્ટ છે. સિપાઇઓ હુકમો પાળવાને બંધાયલા છે પણ ગેરકાયદેસર હુકમો નહિ. જે હુકમો દેખીતી રીતે અને સ્પષ્ટપણે ગેરકાયદેસર હોય, દાખલા તરીકે, જલીયાનવાળા બાગમાં ગોળબાર ચલાવવાનો હુકમ હતો તેમ, તે પાળવાને બંધાયલા નથી. હું ફરીથી ડાઇસીના શબ્દો ટાકીશ. તેમાં આ અભિપ્રાય ઘણોજ સ્પષ્ટ રીતે દર્શાવેલો છે. તે કહે છેઃ—એક સિપાઈ પોતાના લશ્કરી ઉપરી તરફથી મળે તેવો કોઈ પણ કાયદેસર હુકમ પાળવાને બંધાયલો છે. પણ, જેમ એક સિવિલિયન ન કરી શકે તેમ, કાયદાના ભંગ માટેની જોખમદારીમાંથી એવી દલીલથી છટકી શકે નહિ કે તેણે હુકમોને, (દાખલા તરીકે કમાંડર ઇન ચીફના હુકમોને) ખરેખરી રીતે પાળવામાં કાયદાનો ભંગ કર્યો હતો. વાસ્તે એક સિપાઇની સ્થિતિ સિદ્ધાંત-

પ્રમાણે મુશ્કેલીવાળી છે અને વ્યવહારમા પણ કદાચ મુશ્કેલી ભરેલીજ હશે. જો તે હુકમનો અનાદર કરે તો કોર્ટ માર્શલ ગોળીથી મારી નાખે અને જો તે હુકમ પાળે તો જજ અને જ્યુરી તેને ફાસીએ લટકાવે; એ યોગ્ય રીતે કહેવામા આવ્યુ છે. તેની સ્થિતિ તથા તેની ફરજની અટકળ સિપાઇઓએ એવે પ્રસગે કેવી રીતે વર્તવુ જોઇએ તેનો વિચાર કર્યાથી, બાધી શકાય ”

હવે હુ વધારે આગળ જનાર નહિ, જો કે પછીનું લખાણ ઘણું અગત્યનુ છે અને ઓ૦ લૉ મેમ્બરે ઉઠાવેલા પ્રશ્ન પર સારો પ્રકાશ પાડે છે આખો કાયદાનો સાર ડાઇસીએ પોતાના કિમતી પુસ્તકના ૩૦૨ મા પાના પર ઘણીજ સારી રીતે આપેલો છે તે કહે છે —

આ અગવડતાથી સિપાઇની સ્થિતિમા ઉદભવતુ દુ ખ, ગેરકાયદેસર શિક્ષાની માફી આપવાના રાજ્યના હકથી ઘણુ ઓછુ થઈ જાય છે. એક સાધારણ બુદ્ધિના માણસને પ્રમાણિકપણે કાયદાનો ભગ ન લાગે એવા હુકમો પાળવા માટે સિપાઇને કાંઈ મોટુ જોખમ વહેરવુ પડતુ નથી છતા, લશ્કરી રીતે તેણે જે વર્તન ચલાવ્યુ તેની બિન-લશ્કરી અદાલતમા તપાસ થવીજ જોઇએ. તેમાથી તેને કોઇ પણ રીતે છટકવાનો સભવ નથી. કોઇ સામાન્ય બુદ્ધિના વખમે જેને ગુન્હો ગણ્યો હતો તેવા કામ માટેની જોખમદારીમાથી છટકવા સારૂ ઉપરી અમલદારોના હુકમો પાળ્યાની દલીલ લાવી શકે નહિ ”

મારા માન્યવર, હુ નમ્રતાપૂર્વક જણાવુ છુ કે આથી આ બાબતનુ કાયદેસર સ્વરૂપ તદન સ્પષ્ટ થય છે હવે હુ માત્ર એકજ બીજો પારગ્રાફ ટાકીશ તે જસ્ટીસ સ્ટીવનના ચુકાદામાથી લેવામા આવ્યો છે અને તે ડાઇસીના પુસ્તકના ૩૦૧ મા પાને આપેલો છે અને મને, તે ઘણોજ બધબેસતો લાગે છે તે હેઠળ મુજબ છે —

“સિપાઇઓ વ્યાજબીપણે એમ ધારી શકે કે એક અવ્યવસ્થિત ટોળા ઉપર ગોળીબારનો તેમને હુકમ કરવા માટે તેમના અમલદારને સારાં કારણો છે તે ટોળુ તે વખતે કોઇ જોખમકારક જુલમના કાર્યોમાં રોકાયલુ તેમને ભલેજ લાગતુ હોય પણ જ્યારે કોઇ પણ પ્રકારનું હુલ્લડ થતું ન હોય અથવા તેમ થવાનો ભય ન હોય ત્યારે

માણસોના ટોળાવાળા મ્હોલ્લામાં એકસરખો ગોળીબાર કરવાનો હુકમ કરવાને તેમના અમલદારને કાંઇ પણ સારાં કારણો હોય શકે તેનો તેમને ભાગ્યેજ ખ્યાલ આવી શકે. ગમે તે સંજોગોમાં પણ એક સિપાઈ પોતાના ઉપરી અમલદારના હુકમ પાળવાને બંધાયલો છે એ સિદ્ધાંત લશ્કરી શિસ્તને હાનિકારક થશે. કારણ કે, એક સિપાઇ કેપ્ટનના હુકમથી કર્નલને ગોળી મારવામાં અથવા તુરતના ઉપરી અમલદારના હુકમથી રણક્ષેત્ર ઉપર શત્રુ તરફ જવામાં વ્યાજબી રીતે વર્તેલો ગણાય. ઉપરી અમલદારોના હુકમોથી નિર્દોષ શહેરીઓ પર સુલેહના વખતમાં કતલ ચલાવવામાં અથવા હુલ્લડ વખતે બૈરાં છોકરાંની કતલ જેવા અમાનુષી ઘાતકી કામો કરવામાં એક સિપાઇ ન્યાયપુરઃસર વર્તેલો ગણાય એમ અનુમાન કરવું એ કાંઇ ઓછું ભયંકર નથી."

વાસ્તે હું નમ્રતાપૂર્વક અને વિશ્વાસથી રજુ કરૂં છું કે ઓ૦ હૉ મેમ્બરે રજુ કરેલો અભિપ્રાય ખરો નથી અને બેઉ કાયદા તથા હકીકતોના આધારે આ ખરડો અકાળિક છે. હિન્દી પ્રધાન તથા તમો નામદારની સરકારે જે તપાસ કરવાને કબુલ કર્યું છે તે તપાસના પરિણામ માટે હું સરકારને તથા પ્રજાને થોભવાને કહું છું. તે તપાસનું પરિણામ જણાયા પછી, આ બાબત કાઉન્સિલ સમક્ષ વધુ વિચાર માટે મૂકજો અને લાગતાવળગતા દરેક શખસે ખાતરી રાખવી કે જે લશ્કરી સિપાઇઓ તથા જાહેર અમલદારોએ યોગ્ય રીતે પોતાની ફરજ બજાવી છે તેમને જે વ્યાજબી રક્ષણ આપવું જોઇએ તે દરેક માણસ આપશે. હું એકવાર ફરીથી આપ નામદારને અત્યંત આગ્રહપૂર્વક વિનંતિ કરૂં છું કે આ ખરડો પસાર કરવો નહિ અને આવતી બેઠક સુધી તે મુલતવી રાખવો.



હોમ રૂલ લીગે નીચે જણાવેલાં દેશભક્તોના સૂત્રો છપાવી લીધેલાં છે. જે કોઇ શાખાને એ જોઇતા હોય તે અમને જણાવશે.



દરેક સુત્રની કીંમત ફક્ત રૂા. ૦-૧-૬ રાખવામાં આવેલી છે.




૧

અસહ્ય દુઃખોનો ઇલાજ સત્યાગ્રહજ છે.

સત્યાગ્રહી કેવળ ઇશ્વરથીજ ડરે, બીજી કોઈ પણ સત્તા તેને ભય ઉપજાવી શકતી નથી.

ગાંધીજી.

સમર્થ માણુસ પોતાનું તેજ નમ્ર શબ્દો પણ નિશ્ચય ભરેલાં હાથોથી જ બતાવે છે. તે ઉકલતો નથી તેમ બ્હીતો પણ નથીજ.

ચેસ્ટર ફીલ્ડ.

---

૨

બંદીખાનાથી સત્ય કચરાતું નથી તેથી તે ક્ષણભર અટકે, ઘડીભર તેને વિલંબ થાય; પરંતુ બંદીખાનાની દીવાલોમાં તેને વીજળીનું બળ મળે છે. તેથી તે વધે છે, અને બહાર નિકળતાં જગતને હલાવી નાખે

ચાર્લ્સ મેકેલો.

મન મહમદઅલી માટે શોક ઉત્પન્ન થાય છે કારણ કે તેમ પોતાના દેશ અને કોમ પ્રત્યે કરેલી સ્વાર્થ વગરની સેવા માટે કીર્તી મળવાને બદલે, આ સમયે તેઓ અન્યાયયુક્ત અને અયોગ્ય કેદખાનું ભોગવે છે.

અબ્દુલ લતીફ આહમદ.

૩

અલ્લાહ મદદગાર છે. ફતેહ નજદીક છે.

કુરાન.

રશીઆમાં આત્મભોગો આપનાર દેશભક્તોના પોકારનો જવાબ રશીઅન સરકારના નાશથી મળ્યો છે, આયર્લંડના આત્મભોગ આપનારાઓના પોકારથી પાર્લામેંટોની માતા બ્રીટીશ પાર્લામેંટ ધ્રુજી રહી છે. હિંદમાં પણ આત્મભોગ આપનારા દેશભક્તો છે. હિંદમાં પણ આપખુદી સત્તાવાળુ રાજ્યતંત્ર છે. પરંતુ હજુ તેના પોકારનો જવાબ મળ્યો નથી, છતાં મળશે હવે બહુ વખત નથી.

પાર્લામેંટ જવાબ આપશે—કે પછી ઇશ્વર.

ઍની બેસંટ.

૪

હિન્દીઓને પોતાના દેશની વ્યવસ્થામાં કોઈ પણ જાતનો અવાજ નથી, અને હશે તો તે નહી જેવો છે. સરકારનું કોઇ પણ કાર્ય જો તમને રૂચટ્ઠ નહિ હોય, તો તેના પર તેઓ વિચારજ કર્યા કરે છે, અને બહારથી સુખ સંતોષ બતાવે છે. જ્યારે તેમના મગજમા તો અસંતોષની લાગણી ઘુમ્યા કરે છે. સરકારના કેટલાએક કાર્યોની તમે તમારા ઘરમાં તેમજ મિત્ર મંડળમાં નિંદા કરો છો. પણ જ્યારે તમે યુરોપવાસી ગૃહસ્થોની મુલાકાતે જાઓ છો, ત્યારે તેજ કાર્યોના ડહાપણ તથા ન્યાયના સંબંધમાં તમે તદન સંતોષ જાહેર કરો છો આ રીતિ દેશના હિતને નુકશાનકારક છે.

સર સૈયદ આહમદ.

હિન્દના રાજ્ય વહીવટની હાલની પદ્ધતિમા જુદી જુદી અને દેખીતી ખામીઓ હિન્દના જુદા જુદા અભિપ્રાયવાલી ન્યાય મૂર્તિઓએ નિંદાયુક્ત ગણેલી પધ્ધતિને રૂપે ભોળી અને નિર્દોષ પ્રજાપર પોલીસ તરફથી રોજ ગુજરાતાં અકથનીમ જુલમો, હિન્દી લોકોની ત્રાસજનક ગરીબાઇથી દુકાળનાં ભોગે થતી પાયમાલી હિન્દીઓનું લોહી ચુસી લઇને તથા તેમને પ્લેગ, મરકી અને દુકાળના ભોગ બનાવીને અહીંથી ઘસડી લઈ જવાનો અસખ્ય પૈસો એ સર્વ બીનાઓ જ્યારે યાદ આવે છે ત્યારે આવી દુ:ખદાયક સ્થિતિમાં મુકનાર સરકારની પધ્ધતિ, જેની વિરૂધ્ધ સખ્ત દોષારોપણ થઇ શકે એમ છે, તેમા તાકીદે સુધારો કરવાની જરૂર છે, એમ મને લાગ્યા વગર રહેતું નથી, આપણી અભિલાષાઓના લક્ષ્યને પહોંચવાને જે કાંઇ પણ આત્મભોગ આપીએ તે ઓછો છે

અબદુલ લતીફ આહમદ.

---

૬

આપણી સ્વતત્રતા આપણા હાથમા છે. બીજા આપશે તો ઉછીના પૈસાની પેઠે તે સાચવી રખાશે નહી.

ગાંધીજી.

જે પ્રજા સ્વતત્રતા મેળવવા નિશ્ચય કરે છે તેને તે મળ્યા વગર રહેતી નથી.

ગૅરી બૉલ્ડી.

હિન્દ જકડાયલું છે, પણ સ્વતંત્ર થવાનો તેણે નિશ્ચય કર્યો છે.

એની બેસંટ.

સ્વતંત્રતા પ્રથમ કાયદાઓ તોડે છે, અને પછી સાચા સ્વરાજ્ય માટે નવા કાયદાઓ ઘડે છે.

ટાગોર.

---

૭

ઉત્તમ પરદેશી રાજ્ય સ્વરાજ્યની તોલે કદી આવી શકે નહિ.

એનરમેન.

જે રાજ્યતંત્રને પ્રજાની સંમતી તથા ટેકો ન હોય તે રાજ્યતંત્ર કદી પણ સારૂં નીવડે નહિ

અબદુલ રસુલ.

જુલમનું ખરાબમાં ખરાબ રૂપ એ એક પ્રજા ઉપર બીજી પ્રજાનું રાજ્ય છે.

મેકોલે.

---

૮

દેશ વગર તમારૂં નામનિશાની નથી. તમને અવાજ નથી, હક્ક નથી, પ્રજાઓના મંડળમાં સ્થાન નથી, તમે મનુષ્ય જાતીમાં વર્ણશંકર છો.

મૅઝીની.

તમારા દેશની સેવામા તમારી જીંદગી અર્પણ કરો.

સર હેનરી કૉટન.

---

૯

એક થાઓ, મડયા રહો, અને સ્વરાજ્ય મેળવો કે જેથી ગરીબી, દુકાળ અને મરકીના ભોગ થતા લાખો માણસો, અને માત્ર અલ્પ અન્નને લીધે ભુખે ટળવળતા કરોડો જીવોને બચાવી શકાય, અને જગતની મોટામાં મોટી અને સંસ્કારી પ્રજાઓમાં હિંદુસ્થાન પોતાનુ અસલનું ગૌરવ એકવાર ફરીથી પ્રાપ્ત કરે.

દાદાભાઇ નવરોજી.

---

૧૦

મુસલમાન અને હિન્દુ-હિન્દની બે આંખો છે, એકને ઈજા કરશો તો બીજાને પણ ઇજા થશે

સર સૈયદ આહમદ.